# राष्ट्रभाषा-परिचय

## भाग १

जेठालाल जोषी.

राष्ट्रभाषा का प्रश्न हल होना मेरे मन स्वराज्य हासिल करना है।

—महात्मा गांधी।

# राष्ट्रभाषा-परिचय

## (पहला भाग)

जेठालाल जोषी 'विशारद'
हिन्दी साहित्य सम्मेलन प्रयाग.

किंमत. ०-१०-०

પ્રકાશક.

એસ. બી. શાહની કંપનીના માલિક

**સોમચંદ ભગવાનદાસ શાહ**

તરફથી **બબાલાલ સોમચંદ**



આવૃત્તિ પહેલી

પ્રત ૨૩૦૦ | સર્વ હક્ક સ્વાધીન છે | સને ૧૯૩૯

મુદ્રક.

**પંડિત ભગવાનદાસ હરખચંદ.**

"શ્રી શારદા મુદ્રણાલય" ખારૂનગેટ

ભદ્ર—અમદાવાદ.

## રાષ્ટ્રભાષા પરિચય.

# આમુખ.

—(:o:)—

ભારત વર્ષમાં અનેક ભિન્ન ભિન્ન પ્રાન્તો છે, ભિન્ન ભિન્ન જાતિ વસે છે. છતાં રાષ્ટ્ર તરીકે સમસ્ત પ્રજા એક જ છે. પરદેશી રાજ્યશાસનને ભિન્નતા–ભેદ ભાવની રાજનીતિ ગ્રાહ્ય છે. અને તેથી ઐકયનો ભંગ કરવા માટે અનેક પ્રકારના પ્રયત્ન કરવામાં આવે છે. કારણ કે એ માર્ગે જ એમનો સ્વાર્થ સિદ્ધ થઇ શકે છે. ભારત હિતેચ્છુઓનો પ્રયાસ જેમ બને તેમ દેશનું ઐક્ય સાધવા માટે છે.

આ ઐક્ય સાધવા માટે સર્વ સામાન્ય રાષ્ટ્રભાષા એ મોટામાં મોટું સાધન છે. બહુજન ભાષા, બહુજન પોષાક, અને બહુજન ખોરાકમાં ઐક્ય સધાય તો હૃદયની નિકટતા સાધ્ય થઈ શકે. આ આશયથી જ **"રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ વર્ધા"** તરફથી છેલ્લાં થોડાંક વર્ષથી પુષ્કળ વેગથી પ્રચાર થઈ રહ્યો છે. ઘણા પ્રાન્તમાં હિન્દી ભાષાનું શિક્ષણ આપવાનો પ્રબંધ થઈ રહ્યો છે. મહાસભાના શાસનવાળા પ્રાન્તોમાં સ્વાભાવિક રીતે તેને સરકાર તરફથી પણ સહાનુભૂતિ અપાય છે. ગુજરાતમાં આ કાર્ય પૂર ઝડપે ચાલ્યું છે.

અખિલ ભારત મહિલા પરિષદ્ તરફથી સ્ત્રીઓ માટે હિન્દી શિક્ષણનો વર્ગ દોઢ વર્ષ ઉપર શરૂ કરવામાં આવ્યો છે. રા. ભાઇ શ્રી જેઠાલાલ જોષીની માતૃભાષા હિન્દી છે; છતાં વર્ષો થયા ગુજરાતમાં વસવાટ હોવાને લીધે ગુજરાતી ભાષા પરનો કાબુ સારો ધરાવે છે. તે કારણથી તેમજ હિન્દી શિક્ષણનો અનુભવ હોવાથી સ્ત્રીઓના આ વર્ગનું કામ તેમને સોંપવામાં આવ્યું. વિદ્યાર્થિનીઓને તેમની શિક્ષણ પદ્ધતિ સંતોષકારક લાગી. જે પદ્ધતિથી તેઓ શીખવતા

હતા તે ધોરણ પર પુસ્તક રચવામાં આવે તો જનતાને ઘણો લાભ થાય એમ લાગવાથી પ્રસ્તુત પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે.

શ્રીયુત્ ભાંડારકર કૃત્ સંસ્કૃત માર્ગોપદેશિકા, તથા અંગ્રેજી શિક્ષણની પાઠમાળાની યોજના કાંઇક રીતે લક્ષમાં રાખીને આ પુસ્તક રચાયું છે. પદ્ધતિ ઘણી સરળ છે; અને વ્યાકરણના પાઠ ભાષા પ્રયોગની પદ્ધતિ અનુસાર ગોઠવવામાં આવ્યા છે, તેથી ક્રમ યોગ્ય થયો છે. જે પ્રમાણે ગુજરાતી ભાષામાં વાક્યમાં ક્રિયાપદનું સ્થાન મહત્વનું છે, તેજ પ્રમાણે હિન્દીમાં છે. તેથી ક્રિયાપદને અગ્રસ્થાને મૂકવામાં આવ્યું છે. ત્યાર પછી નામ, સર્વનામ, તેનાં જાતિ, વચન ઇત્યાદિને સ્થાન અપાયું છે.

દરેક પાઠને અન્તે શબ્દકોષ, વાક્ય રચનાના પ્રયોગો, તથા અભ્યાસક્રમ ઘણા ઉપયોગી થઈ પડે તેવા છે. વાક્યોની પસંદગી સાવચેતીથી થઇ છે. દેશમાં ચાલતાં સામાજીક, રાજકીય આન્દોલનોને અનુસરીને વાક્યો મૂકવામાં આવ્યાં છે, અને તેમાં સુરૂચિ સચવાઈ છે. છતાં કેટલાક સાંપ્રદાયિકો તરફથી પોતાના સિદ્ધાન્તોના પ્રચાર માટે સ્વરચિત પુસ્તકોમાં જે વેદિયા વૃત્તિ જોવામાં આવે છે તેવું આ પુસ્તકમાં નથી; એ વસ્તુ આવકારદાયક છે.

લેખકની માતૃભાષા ગુજરાતી નથી તે કારણને લીધે ગુજરાતી વાક્ય રચનામાં કેટલીક ન્હાની ન્હાની ભૂલો આવી ગઇ છે. બીજી આવૃત્તિમાં એ સૂધારી લેવાશે એવી આશા છે.

આ પુસ્તકની સહાયતાથી સામાન્ય શિક્ષિત ગુજરાતી જનતા પોતાની મેળે હિન્દી શીખી શકશે.

હિન્દી ભાષા શિક્ષણના પ્રચારમાં આ પાઠમાળા જરૂર સારો વેગ આપી શકશે. પુસ્તકને તૈયાર કરવા માટે લેખકને ધન્યવાદ ઘટે છે.

એલીસબ્રીજ
**અમદાવાદ.**
તા. ૨૦-૧-૩૯

**શારદા મહેતા.**

# નિવેદન.

આપણા મોટા ખંડ સમા દેશમાં જુદી જુદી પ્રાન્તીય ભાષાઓ હોય અને સમૃદ્ધ થાય એ તદ્દન સ્વાભાવિક છે. પણ સાથે સાથે સમગ્ર દેશ સુસંગઠિત અને તાજો રહે માટે એક સર્વ સામાન્ય ભાષાની પણ તેટલી જ જરુર છે. આપણી સંસ્કૃતિ, સભ્યતા અને આપણા હૃદયગત સુખ દુઃખના ભાવો સરખા છે. એટલે એક બીજા પાસે હૃદય ખૂલ્લુ કરવા, વિચારોની આપ લે કરવા અને આપણો દરરોજનો વ્યવહાર સુગમ થાય માટે એક આમ-ફહમ ભાષાની જરૂર છે જ.

આપણી પાસે સૈકાઓ જુની તુલસી, સૂર, કબીર, જાયસી, રસખાન અને રહીમની વાણીથી પવિત્ર બનેલી લગભગ આખા દેશમાં સમજાતી અને આપણી માનવ સંખ્યાના મોટા ભાગમાં બોલાતી હિન્દી-હિન્દુસ્તાની ભાષા છે.

આપણા દીર્ઘ દૃષ્ટિવાળા રાષ્ટ્ર વિધાયકોએ અને વિદ્વાનોએ હિન્દુસ્તાનીને રાષ્ટ્ર ભાષાના સિંહાસને બેસાડી આપણામાં નવજીવન પ્રેરવા મહાન પ્રયત્ન કર્યો છે.

હિન્દી અને ઉર્દૂ એ ભિન્ન ભાષાઓ નથી પણ એકબીજાની પૂરક સિક્કાની બે બાજુઓ સમી એક જ ભાષા છે. હિન્દીએ બન્ને સંસ્કૃતિઓને પચાવી છે અને તેમાંથી જ તેનું આ રાષ્ટ્રભાષા તરીકેનું નવું સ્વરૂપ પ્રકટયું છે. તે ભવિષ્યમાં ખૂબ વિકાસ પામી વિરાટ સ્વરૂપ લેશે.

દેશની મહામાન્ય સંસ્થા આપણી મહાસભાએ રાષ્ટ્રભાષા પ્રચારને એક આવશ્યક રચનાત્મક કાર્ય માન્યું છે અને તેના પરિણામે આપણી સરકાર નિશાળોમાં હિન્દુસ્તાનીનું શિક્ષણ આપવું

વ્યાજબી ગણે છે. **હિન્દી સાહિત્ય સમ્મેલન** અંતર્ગત રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ વર્ધાએ દક્ષિણ હિન્દી પ્રચારનો સફળ અનુભવ લઈ છેલ્લા બે અઢી વર્ષથી ઉત્તરના અહિન્દી ભાષા ભાષી પ્રાન્તોમાં રાષ્ટ્રભાષાનો પ્રચાર પુરજોસથી શરુ કર્યો છે.

આવા અનુકૂલ સમયે રાષ્ટ્રભાષા શીખવા શીખવવા સરલ સુબોધ પુસ્તકો લખાય એ ઇષ્ટ છે. આ ટૂંક સમયમાં કેટલાક પ્રયત્નો થયા છે. તેમાં મારો આ એક નમ્ર પ્રયત્ન છે.

આ પુસ્તકમાં ગુજરાતી ભાઇ બહેનો સરલતાથી રાષ્ટ્રભાષાનું બંધારણ સમજી શુદ્ધ લખી બોલી શકે એવી ઉપયોગી સામગ્રી આપવામાં આવી છે.

આ પુસ્તક હાઇસ્કૂલ તથા કોલેજના નાના મોટા વિદ્યાર્થીઓને, શિક્ષકોને અને બહેનોને ખૂબ ગમ્યું છે. પુસ્તકમાં આપેલા નિયમો સરલ અને ટૂંકા છે કે જેથી યાદ રાખવામાં જરાએ શ્રમ પડતો નથી. પાઠોનો ક્રમ સ્વાભાવિક રીતે ક્રમશઃ જ્ઞાન આગળ વધે એ દૃષ્ટિએ રાખવામાં આવ્યો છે.

ગુજરાતી અને હિન્દુસ્તાની શબ્દોમાં બહુ જ સમાનતા છે. માત્ર વ્યાકરણના આવશ્યક નિયમો જાણી લેવાથી હિન્દુસ્તાની તદ્દન આપણી પાસેની જ ભાષા છે; અને વાત વાતમાં જ શીખી શકાય છે.

હું અત્રે ગુજરાતના વિખ્યાત સાક્ષર બહેન શ્રીમતી શારદા બહેન મહેતાનો સાચા અંતઃકરણથી આભાર માનું છું; કે જેમણે પોતાનો અમૂલ્ય સમય આપી પુસ્તક જોઇ આમુખ લખી આપી પોતાની સહૃદયતા અને રાષ્ટ્રભાષા પ્રેમનો અપૂર્વ પાઠ આપણને આપ્યો છે.

મિત્રવર્ય કેશવરામ શાસ્ત્રીજીનો આભારી છું કે જેમણે પ્રૂફ સંશોધનમાં મને ઠીક ઠીક સાથ આપ્યો છે.

અહીં રાષ્ટ્રભાષા પ્રેમી બહેનો અને ભાઇઓની સૂચનાઓને સહર્ષ નિમંત્રું છું.

કાળજી રાખવા છતાં કેટલીક ભૂલો રહી ગઈ છે. માટે શુદ્ધિપત્રક પ્રમાણે ભૂલો સુધારી અભ્યાસ શરુ કરવા વિનન્તિ છે.

જેઠાલાલ જોષી.



# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- |
| ૧ | शिरे | शिरो |
| ૮ | कुर्त्ता | कुरता |
| ૧૧ | वैष्णब | वैष्णव |
| ૩૯ | कीतावें | कितावें |
| ૪૮ | दोपहरी | दोपहर |
| ૪૯ | शहेरों | शहरों |
| ૪૯ | कोशीश | कोशिश |
| ૫૫ | નામોનો | નામોના |
| ૫૬ | आકારાન્ત | इકારાન્ત |
| ૫૬ | अरबस्तान | अरबिस्तान |
| ૬૮ | पीलल | पीपल |
| ૭૦ | पोण | पौन |
| ૮૬ | करते | कहते |
| | કરતા | કહેતા |
| | पूछुं | पूछूं |
| ૯૧ | किसीं | किसी |
| ૧૦૨ | જાડવામાં | જોડવામાં |
| ૧૧૫ | द् सकते | दे सकते |
| ૧૨૮ | सकता | सकना |
| | ક્રિયાપદ | ક્રિયાપદના |
| ૧૩૨ | सुनाना | सुनाया |
| ૧૩૩ | ज़माने | ज़माने में |
| ૧૩૮ | थाके | थके |
| ૧૩૯ | પાર્મવું | પામવું |
| | वात की | बात की |
| | नहीं | नहीं |
| ૧૪૦ | का नौबत | की नौबत |
| | पेदा | पैदा |
| | जानमें | जानमें जान में |

નોંધઃ—किताब શબ્દ નીચે ટપકું ન જોઈએ. ज़रूर શબ્દની નીચે ટપકું જોઈએ.

# અનુક્રમણિકા.

# राष्ट्रभाषा-परिचय

## भाग १

## प्रवेश

"રાષ્ટ્રભાષાની દૃષ્ટિએ હિન્દીનું તે સ્વરૂપ માન્ય ગણાય કે જેનો હિન્દુ મુસલમાન વગેરે બધા ધર્મોના ગ્રામવાસીઓ તથા નગરવાસીઓ વ્યવહાર કરે છે અને જેમાં રૂઢ સર્વ સુલભ અરબી, ફારસી, સંસ્કૃત અને અંગ્રેજી શબ્દો અથવા મુહાવિરાઓ (Idioms)નો બહિષ્કાર ન હોય અને જે નાગરી અથવા ઉર્દૂ લિપિમાં લખાતી હોય." આપણી રાષ્ટ્રભાષાનું સર્વમાન્ય સ્વરૂપ આ છે.

નાગરી વર્ણમાળા તથા ગુજરાતી વર્ણમાળા એક જ છે. માત્ર અમુક વર્ણો ગુજરાતીમાં નાગરીથી જુદી રીતે લખાય છે:

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| क | ख | ग | च | ज | झ | ण | द | फ | ब | भ | म | ल | अ | अ | ळ |
| ક | ખ | ગ | ચ | જ | ઝ | ણ | દ | ફ | બ | ભ | મ | લ | અ | | ળ |

હિન્દીમાં શિરોરેખા હોય છે. પણ આજકાલ લખવામાં શિરોરેખા વિષે વિકલ્પ રાખવામાં આવ્યો છે કે લખનાર પોતાની ઇચ્છાનુસાર શિરોરેખા દોરી પોતાનું લખાણ લખે અથવા ગુજરાતીની જેમ ઉપર લીટી દોર્યા વિના પોતાનું લખાણ લખે. ગુજરાતીઓ માટે રાષ્ટ્રભાષા શીખવવામાં લિપિનો પ્રશ્ન જરાએ મુશ્કેલ નથી; કારણ કે ગુજરાતીનું પ્રાથમિક જ્ઞાન આપવામાં નાગરી—બાળબોધ વર્ણ-

માળાનું જ્ઞાન આવશ્યક છે. ગુજરાતી વાચનમાળાના પાઠ્યપુસ્તકોમ કવિતાઓ તથા પાઠનાં મથાળાં નાગરી વર્ણોમાં છપાયેલાં હોય છે સરલતાની ખાતર નાગરી વર્ણમાળા અહીં આપીએ છીએઃ—

**વ્યંજન**

| | | | | |
|---|---|---|---|---|
| क | ख | ग | घ | ङ |
| च | छ | ज | झ | ञ |
| ट | ठ | ड | ढ | ण |
| त | थ | द | ध | न |
| प | फ | ब | भ | म |
| य | र | ल | व | |
| श | ष | स | ह | ळ |
| क्ष | ज्ञ | त्र | | |

ं અનુસ્વાર ઃ વિસર્ગ ँ અનુનાસિ

**સ્વર**

**अ आ इ ई उ ऊ ऋ ए ऐ ओ औ**

પણ હવે **अ** ને મૂળ અક્ષર માંની બધી માત્રાઓ તેને જોડવાથ **अ आ अि अी अु अू अे अै ओ औ अं अः** બારાખડી લિપિ સુધાર સમિતિ તરફથી સૂચવવામાં આવી છે અને અખિલ ભારત વર્ષીય હિન્દી સાહિત્ય સમ્મેલને આના ઉપયોગ માટે ભલામણ કરી છે. ગુજરાતી 'ળ'ના જેવા ઉચ્ચાર માટે નાગરીમાં **ळ** વર્ણ ઉમેરવામાં આવ્યો છે.

અરબી, ફારસી, અંગ્રેજી વગેરે ભાષાઓના શબ્દોનાં યોગ ઉચ્ચારણને ધ્યાનમાં રાખી નીચે આપેલા અક્ષરોની નીચે . આ ટપકું મૂકવામાં આવે છે.

**क़ ख़ ग़ ज़ ड़ ढ़ फ़** આ બધા ટપકાવાળા અક્ષરોને ઉચ્ચાર પોતપોતાના સ્થાનેથી જરા પહોળો, ગળામાંથી થાય છે નીચે આપેલા શબ્દો ઉપરથી ઉચ્ચાર સ્પષ્ટ સમજાશેઃ—

| | |
|---|---|
| **क-कमल, कर्म** | **क़-क़दम, क़द्र, क़रार** |
| **ख-खलिहान** (ખળું) | **ख़-ख़िताब, ख़राब, ख़याल** |
| **ग-गणपति, गाय** | **ग़-ग़ज़ब, ग़दर, ग़फ़लत** |
| **ज-जल** | **ज़-ज़मीन, काग़ज़, औरंगज़ेब** |
| **ड-डर, सुडोल** | **ड़-गाड़ी, घड़ा, लड़का** |
| **ढ-ढेर** (ઢગલો) | **ढ़-गढ़, पढ़ना** |
| **फ-फल, फूल** | **फ़-फ़क़ीर, फ़र्ज़, फ़तह** |

**ँ-चाँद, नींद, हँसना।**

પણ ખાસ કરીને **ड़ ढ़** અને **ज़**નો ઉચ્ચાર તથા ઉપયોગ ભૂલવો ન જોઈએ, કારણ કે તે વિના ઉચ્ચારમાં સ્પષ્ટતા નહિ આવે. તથા **ज्ञ** નો ઉચ્ચાર **ग्य** જેવો થાય છે તે ધ્યાનમાં રાખવું. **ड़** અને **ढ़** નો વ્યવહાર આપણી ભાષાઓમાં ઘણો જૂનો છે.

રાષ્ટ્રભાષામાં નાન્યતરજાતિ નથી. માત્ર નરજાતિ તથા નારીજાતિ છે. સ્વર તેમ જ વ્યંજન સંધિના સામાન્ય નિયમો બન્ને ભાષામાં સરખા છે. સંયુક્તાક્ષરોના નિયમો લગભગ સરખા છે. સંયુક્તાક્ષરો સામાન્ય નિયમ પ્રમાણે સળંગ લીટીમાં લખાય છે; જેમકે **वक्ता** નહિ પણ **वक्ता, भक्त** વગેરે. વાક્યરચના પણ લગભગ સરખી છે. અંગ્રેજીની જેમ ભિન્નતા નથી; જેમકે:—

| | |
|---|---|
| છોકરો ભાત ખાય છે. | **लड़का भात खाता है** |
| છોકરી ગાય દુહે છે. | **लड़की गाय दूहती है।** |
| વરસાદ વરસે છે. | **पानी बरसता है।** |

વિરામાદિ ચિહ્નો ગુજરાતી અને હિન્દુસ્તાનીમાં લગભગ સમાન છે; માત્ર પૂર્ણવિરામ ઊભી લીટી '।' દોરવાથી વ્યક્ત કરાય છે.

---

# पहला पाठ

## પુરુષવાચક સર્વનામ

ભાષામાં પુરુષવાચક સર્વનામોનું સ્થાન પ્રથમ છે.

| એકવચન | બહુવચન |
|---|---|
| ૧ લો પુરુષ **मैं**=હું | **हम**=અમે |
| ૨ જો પુરુષ **तू**=તું | **तुम**=તમે |
| | **आप**=આપ (સન્માનાર્થે) |
| ૩ જો પુરુષ **वह**=તે | **वे**=તેઓ |

સ્થિતિદર્શક **हो** ધાતુ ગુજરાતીના 'છ' અને અંગ્રેજીના To be જેટલો મહત્ત્વપૂર્ણ છે. તેનો સાહાય્યકારક ક્રિયાપદ તરીકે પણ ઉપયોગ થાય છે.

### 'हो'ના વર્તમાનકાળનાં રૂપો

| | |
|---|---|
| **मैं हूं**। હું છું. | **हम हैं**। અમે છીએ |
| **तू है**। તું છે. | **तुम हो**। તમે છો |
| | **आप हैं**। આપ છો |
| **वह है**। તે છે. | **वे हैं**। તેઓ છે. |

**आप**ની સાથે ક્રિયાપદ હમેશાં ત્રીજા પુરુષ બહુવ૦માં આવે છે.

### વાક્યો

| | |
|---|---|
| मैं खेत में हूं। | હું ખેતરમાં છું. |
| हम घर में हैं। | અમે ઘરમાં છીએ. |
| तुम सड़कपर हो। | તમે સડક ઉપર છો. |
| वह कहां है ? | તે ક્યાં છે ! |
| वे बाग में हैं। | તેઓ બાગમાં છે. |

| | |
|---|---|
| यह क़िताब है। | આ ચોપડી છે. |
| क़िताब मेज पर है। | ચોપડી ટેબલ ઉપર છે. |
| यह दवात है। | આ ખડિયો છે |
| दवातमें स्याही है। | ખડિયામાં શાહી છે. |
| यह कागज़ है। | આ કાગળ છે. |
| यह कुर्सी है। | આ ખુરશી છે. |
| यह चरखा है। | આ રેંટિયો છે. |
| हिन्दुस्तानी हमारी राष्ट्रभाषा है। | હિન્દુસ્તાની અમારી રાષ્ટ્રભાષા છે. |
| हिमालय बहुत ऊंचा पहाड़ है। | હિમાલય બહુ ઊંચો પહાડ છે. |
| गङ्गा पवित्र नदी है। | ગંગા પવિત્ર નદી છે. |
| अमेरिका मालदार देश है। | અમેરિકા પૈસાદાર દેશ છે. |
| किसान मेहनती है। | ખેડૂત મહેનતુ છે. |
| नाईल मिस्र की अन्नपूर्णा है। | નાઈલ મિસરની અન્નપૂર્ણા છે. |

## શબ્દો

| | |
|---|---|
| **क़िताब**=ચોપડી | **किसान**=ખેડૂત |
| **मेज़**=ટેબલ | **मिस्र**=મિસર |
| **दवात**=ખડિયો | **मालदार**=પૈસાદાર |
| **कुर्सी**=ખુરશી | **मेहनती**=મહેનતુ |
| **कागज़**=કાગળ | **बहुत**=ઘણો |
| **चरखा**=રેંટિયો | **आलसी**=આળસુ |

## અભ્યાસ.

(૧) ખાલી જગ્યામાં યોગ્ય શબ્દો મૂકો:—

—— घर में हूं

तुम बाग में ——।

—— विद्वान हैं।

आप होशियार ——।

तू आलसी ——।

वे सड़क पर ——।

(૨) શબ્દો વાક્યોમાં વાપરો-

क़लम, फूल, हाथ, घोड़ा, गाय

---

# दूसरा पाठ

## સામાન્ય વર્તમાનકાળ

ધાતુના વર્તમાન કૃદંત સાથે **हो**નાં વર્તમાનકાળનાં રૂપો વાપરવાથી સામાન્ય વર્તમાનકાળ થાય છે.

ધાતુને **ता** લગાડવાથી વર્તમાન કૃદંત થાય છે; જેમકે **लिख+ता=लिखता।**

નરજાતિ-બહુવચનમાં **ता** નો **ते** થાય છે અને નારીજાતિમાં બન્ને વચનમાં **ती** થાય છે; જેમકે **लिखते, लिखती।**

### નર જાતિ

**मैं लिखता हूं।** હું લખું છું. **हम लिखते हैं।** અમે લખીએ છીએ.
**तू लिखता है।** તું લખે છે. **तुम लिखते हो।** તમે લખો છો.
**आप लिखते हैं।** આપ લખો છો.
**वह लिखता है।** તે લખે છે. **वे लिखते हैं।** તેઓ લખે છે.

### નારી જાતિ

**मैं लिखती हूं।** **हम लिखती हैं।**
**तू लिखती है।** **तुम लिखती हो।**
**आप लिखती हैं।**
**वह लिखती है।** **वे लिखती हैं।**

### વાક્યો

| | |
|---|---|
| गोविंद खत लिखता है। | ગોવિન્દ પત્ર લખે છે. |
| घोड़ा दौड़ता है। | ઘોડો દોડે છે. |
| मैं राष्ट्रभाषा पढ़ता हूं। | હું રાષ્ટ્રભાષા શીખું છું. |
| वे हिन्दी बोलते हैं। | તેઓ હિન્દી બોલે છે. |

| | |
|---|---|
| तुम जलपान करते हो। | તમે નાસ્તો કરો છો. |
| मैं सबेरे कसरत करता हूं। | હું સવારે કસરત કરું છું. |
| कसरत से शरीर तन्दुरस्त रहता है। | કસરતથી શરીર તન્દુરસ્ત રહે છે. |
| मैं गरम पानी से नहाता हूं। | હું ગરમ પાણીએ નાહું છું. |
| हम हररोज शामको टहलते हैं। | અમે હરરોજ સાંજે ફરીએ છીએ. |
| बालक बाग में खेलते हैं। | બાળકો બાગમાં રમે છે. |
| किसान हल जोतता है। | ખેડૂત હળ હાંકે છે. |
| गायें खेत में चरती हैं। | ગાયો ખેતરમાં ચરે છે. |
| बैल गाड़ी खींचते हैं। | બળદ ગાડી ખેંચે છે. |
| तुम रोटी खाते हो। | તમે ભોજન કરો છો. |
| वे कहानी सुनते हैं। | તેઓ વાર્તા સાંભળે છે. |
| सुशीला कुर्त्ता सीती है। | સુશીલા પહેરણ સીવે છે. |

## શબ્દો

| | |
|---|---|
| **बैल**=બળદ | **खींचना**=ખેંચવું |
| **जलपान**=નાસ્તો | **तैरना**=તરવું |
| **कहानी**=વાર્તા | **नहाना**=નાહવું |
| **कुर्त्ता**=પહેરણ | **सुनना**=સાંભળવું |
| **सबेरा**=સવાર | **घूमना**=ફરવું |
| **खेत**=ખેતર | **टहलना**=ફરવું |
| **खट्टा**=ખાટું | **जोतना**=ખેડવું |
| **शाम**=સાંઝ | **बहना**=વહેવું |
| **तालाब**=તળાવ | **चरना**=ચરવું |
| **सीना**=સીવવું | |

## અભ્યાસ

(૧) ખાલી જગ્યામાં યોગ્ય શબ્દો મૂકો:—

मोहन किताब —— है।

हम तालाब में ——।

वे आप को ——।

सीता पानी —— है।

गाय खेत में —— है।

—— बहती है।

हम गाना —— ।

आप अभी —— ।

तू रोटी —— ।

(૨) સૂર્ય વિષે ૫ વાક્ય લખો.

---

# तीसरा पाठ

## 'हो'ના ભૂતકાળનાં રૂપો

**हो** નું ભૂતકાળનું રૂપ નર જાતિમાં **था** થાય છે; બહુવચનમાં **था** નો **थे** થાય છે, અને નારી જાતિમાં **थी** થાય છે. નારી જાતિ બહુવચનમાં **थी** ઉપર અનુસ્વાર મૂકવામાં આવે છે: (**थीं**).

### નર જાતિ

| | |
|---|---|
| **मैं था**। હું હતો. | **हम थे**। અમે હતા. |
| **तू था**। તું હતો. | **तुम थे**। તમે હતા. |
| | **आप थे**। આપ હતા. |
| **वह था**। તે હતો. | **वे थे**। તેઓ હતા. |

### નારી જાતિ

| | |
|---|---|
| **मैं थी**। હું હતી. | **हम थीं**। અમે હતાં. |
| **तू थी**। તું હતી. | **तुम थीं**। તમે હતાં. |
| | **आप थीं**। આપ હતાં. |
| **वह थी**। તે હતી. | **वे थीं**। તેઓ હતી. |

### વાક્યો

| | |
|---|---|
| पहले यहां एक बाग था। | પહેલાં અહીં એક બાગ હતો. |
| हिन्दुस्तान बहुत मालदार मुल्क था। | હિન્દુસ્તાન ઘણો જ પૈસાદાર દેશ હતો. |
| प्रह्लाद ईश्वर का बड़ा भक्त था। | પ્રહ્લાદ ઈશ્વરનો મોટો ભક્ત હતો. |
| तानसेन एक नामी गवैया था। | તાનસેન એક પ્રખ્યાત ગવૈયો હતો. |
| शिवाजी विजयी योद्धा थे। | શિવાજી વિજયી યોદ્ધા હતા. |
| अकबर मुग़ल बादशाह थे। | અકબર મુગલ પાદશાહ હતા. |

| | |
|---|---|
| प्रताप उदयपुर के महाराणा थे। | પ્રતાપ ઉદેપુરના મહારાણા હતા. |
| ईसा मसीह जाति के यहूदी थे। | જીસસ ક્રાઇસ્ટ જાતે યહૂદી હતા. |
| पहलवान राममूर्ति देशभक्त थे। | પહેલવાન રામમૂર્તિ દેશભક્ત હતા. |
| कबीर कवि नहीं थे, भक्त थे। | કબીર કવિ ન હતા, ભક્ત હતા. |
| तुलसीदास अकबर के समकालीन थे। | તુલસીદાસ અકબરના સમકાલીન હતા. |
| हरिश्चंद्र सत्यवादी थे। | હરિશ્ચંદ્ર સત્યવાદી હતા. |
| यशोधरा बुद्ध की पत्नी थी। | યશોધરા બુદ્ધની સ્ત્રી હતી. |
| हैदरअली की गोशाला में बहुत गायें थीं। | હૈદરઅલીની ગોશાળામાં ઘણી ગાયો હતી. |
| मुगल बादशाहों के अमल में गौकुशी बन्द थी। | મોગલ પાદશાહોના અમલમાં ગોહત્યા બન્ધ હતી. |
| पन्ना एक स्वामिभक्त राजपुतनी थी। | પન્ના એક સ્વામિભક્ત રાજપૂતાણી હતી. |
| अहिल्याबाई इन्दौर की महाराणी थीं। | અહલ્યાબાઇ ઇન્દોરનાં મહારાણી હતાં. |
| रसखान एक सच्चे वैष्णव कवि थे। | રસખાન એક સાચા વૈષ્ણવ કવિ હતા. |

## શબ્દો

**गौकुशी**=ગોહત્યા
**अस्तबल**=ઘોડાર, તબેલો
**राजपुतनी**=રાજપૂતાણી
**लड़कियां**=છોકરીઓ
**बाज़ार**=બજાર
**अभी**=હમણાં

## અભ્યાસ

(૧) યોગ્ય શબ્દ મૂકો.

आप अभी कहां —— ?

—— पाठशाला में था ।

हम बाज़ार में —— ।

माली बाग में —— ।

घोड़ा अस्तबल में —— ।

सुशीला घर में —— ।

लड़कियां खेलती —— ।

गायें खेत में —— ।

(૨) શિવાજી અથવા અકબર વિષે ૭ વાક્ય લખો.

# चौथा पाठ

## ચાલુ ( અપૂર્ણ ) વર્તમાનકાળ અને ચાલુ ( અપૂર્ણ ) ભૂતકાળ.

### अ

### ચાલુ વર્તમાનકાળ

ધાતુ અને સહાયકારક ક્રિયાપદ **हो** નાં સામાન્ય વર્તમાનકાળનાં રૂપોની વચ્ચે **रहा** મૂકવાથી ચાલુ વર્તમાનકાળ થાય છે; જેમકે:—

**मोहन किताब पढ रहा है।** મોહન ચોપડી વાંચે છે ( હમણાં ).

નરજાતિ બહુવચનમાં **रहा** નું **रहे** અને નારી જાતિ બન્ને વચનમાં **रही** થાય છે; જેમકે:—

**वे लिख रहे हैं।** તેઓ લખે છે ( હમણાં ).
**राधा भोजन कर रही है।** રાધા ( હમણાં ) ભોજન કરે છે.
**लड़कियां खेल रही हैं।** છોકરીઓ ( હમણાં ) રમે છે.

### ब

### ચાલૂ ભૂતકાળ [ અપૂર્ણ ભૂતકાળ ]

ચાલુ ભૂતકાળ બે રીતે થાય છે.

( ૧ ) ચાલુ વર્તમાનકાળની જેમ જ ધાતુ અને **होना** ભૂતકાળનાં રૂપોની વચ્ચે **रहा, रहे, रही** મૂકવાથી ચાલૂ ભૂતકાળ થાય છે; જેમકે:—

**मैं चरखा कात रहा था।** હું રેંટિયો કાંતતો હતો.
**गोपाल बाजार जा रहा था।** ગોપાલ બજારમાં જતો હતો.
**बालक कबड्डी खेल रहे थे।** બાળકો હુતુતુતુ રમતાં હતાં.
**सुशीला किताब पढ रही थी।** સુશીલા ચોપડી વાંચતી હતી.
**लडकियां किताब पढ रही थीं।** છોકરીઓ ચોપડી વાંચતી હતી

(२) धातुना वर्तमान कृदन्तनी साथे **हो** ना भूतकाळनां रूपो वापरवाथी चालु भूतकाळ (अपूर्णभूत) थाय छे; जेमकेः—

**मैं रोटी खाता था।** हुं भोजन करतो हतो.
**हम अखबार पढ़ते थे।** अमे छापुं वांचता हता.
**वे कहानी सुनते थे।** तेओ वार्ता सांभळता हता.
**सुशीला भोजन पकाती थी।** सुशीला भोजन रांधती हती.

ज्यारे अपूर्ण भूतकाळथी अभ्यास अथवा टेवनो अर्थ थतो होय त्यारे साहाय्यकारक क्रियापद अध्याहार्य रहे छे; जेमकेः—

**उपमन्यु संध्या के समय आश्रम में आता (था) और गुरु-जी के सामने खड़ा हो जाता (था)**=उपमन्यु सांजे आश्रममां आवतो अने गुरुजीनी सामे ऊभो रहेतो.

### वाक्यो

| | |
|---|---|
| शिक्षक हिन्दुस्तानी पढ़ा रहे हैं। | शिक्षक हिन्दुस्तानी शीखवे छे. |
| विद्यार्थी अपना सबक पढ़ रहे हैं। | विद्यार्थीओ पोतानो पाठ वांचे छे. |
| देखो, पूरबमें सूरज निकल रहा है। | जुओ, पूर्वमां सूर्य ऊगे छे. |
| लड़कियां मदरसे जा रही हैं। | छोकरीओ निशाळे जाय छे. |
| किसान खेत को जा रहा है। | खेडूत खेतरे जाय छे. |
| सामने चिट्ठीरसां आ रहा है। | सामे टपाली आवे छे. |
| मोहन बाबू रोटी खा रहे हैं। | मोहन बाबू भोजन करे छे. |
| हम यहां कबड्डी खेल रहे हैं। | अमे अहीं हुतुतुतु रमीए छीए. |
| बालक मैदान में खेल रहे हैं। | बाळको मेदानमां रमे छे. |
| जुलाहा थान बुन रहा था। | वणकर ताको वणतो हतो. |

| | |
|---|---|
| स्त्रियां सूत कात रही थीं। | સ્ત્રીઓ સૂતર કાંતતી હતી. |
| किसान खेत जोतते थे। | ખેડૂતો ખેતર ખેડતા હતા. |
| किसानों की स्त्रियां निराई कर रही थीं। | ખેડૂતોની સ્ત્રીઓ નીંદતી હતી. |
| ग्वालिनें गायें दूह रही थीं। | ગોવાલણો ગાયો દોહતી હતી. |
| पूरबमें सूरज निकल रहा था। | પૂર્વમાં સૂરજ ઊગતો હતો. |
| कृष्ण के जन्म के समय बादल गरज रहे थे, बिजली कौंध रही थी। | કૃષ્ણના જન્મ સમયે વાદળો ગરજતા હતા, વીજળી ઝબકતી હતી. |
| मूर्गा बांग दे रहा था। | મરઘો બાંગ દેતો હતો. |

### શબ્દો

| | |
|---|---|
| **सबक**=પાઠ | **निराई**=નીંદવું તે |
| **पूरब**=પૂર્વ દિશા | **ग्वालिनें**=ગોવાલણો |
| **मदरसा**=નિશાળ | **मूर्गा**=મરઘો. |
| **किसान**=ખેડૂત | **बादल**=વાદળાં |
| **चिड़ीरसां**=ટપાલી | **बुनना**=વણવું |
| **जुलाहा**=વણકર | **कौंधना**=ઝબકવું [ વીજળીનું ] |
| **थान**=તાકો | **यहां**=અહીં. |

### અભ્યાસ

(૧) ખાલી જગ્યામાં યોગ્ય શબ્દ મૂકો:-

**मैं लिख ——।**

**तू खा रही ——।**

**आप कह —— थे।**

**हम जा रहे ——।**

तुम सुन —— ।

वे आ —— हैं ।

वह गा रही —— ।

गोपाल किताब —— ।

राधा पानी भर —— ।

लडकियां खेल —— ।

गायें घास —— ।

(૨) નીચેના શબ્દો વાપરી વાક્યો બનાવો.

सवेरा, मूर्गा, सूर्य, पूरब, उजेला, किसान, हल, बैल.

---

# पांचवां पाठ

## આજ્ઞાર્થ

બીજો પુ. એ. વ. **तू** સાથે આજ્ઞાર્થમાં ધાતુ મૂળ રૂપમાં જ વપરાય છે, કાંઇ ફેરફાર થતો નથી; જેમકેઃ—

**तू लिख। तू खा। तू सो जा।**

બીજો પુ. બ. વ. **तुम** સાથે આજ્ઞાર્થમાં ધાતુને **ओ** લગાડવામાં આવે છે; જેમકેઃ—

**तुम लिखो। तुम खाओ। तुम सो जाओ।**

**आप** સાથે ધાતુને **इये** જોડવામાં આવે છે; જેમકેઃ—

**आप लिखिये। आप खाइये। आप सो जाइये।**

**इये** લગાડતાં પહેલાં નીચેના ધાતુઓમાં **ज** ઉમેરવામાં આવે છેઃ—

**ले, दे, पी, कर।**

**ज** ઉમેરતાં પહેલાં **ले** નો **ली**, **दे** નો **दी**, **कर** નો **की** કરી દેવામાં આવે છે; જેમકેઃ—

**(आप) यह क़लम लीजिये।**
**(आप) मुझे एक किताब दीजिये।**
**(आप) यह शरबत पीजिये।**
**(आप) यह काम कीजिये।**

**तू** નો ઉપયોગ નાનાં બાળકો, પ્રભુ અને અત્યંત હલકા માણસો માટે થાય છે. **तुम** નો વ્યવહાર નાના, મોટા, નોકર વગેરે માટે થાય છે. **आप** નો વ્યવહાર સન્માનાર્થે થાય છે. **आप** નો વિશેષ પ્રચાર છે.

**नकार** માટે ક્રિયાપદની પૂર્વે **मत** અથવા **न** મૂકવામાં આવે છે; જેમકે:—

**ठंडा दूध मत पी।**

**वैर मत रख।**

**झूठ मत बोल।**

**ऐसा न कह।**

**तू, तुम** અને **आप** અધ્યાહાર્ય પણ રહે છે.

(૨)

## પરોક્ષ આજ્ઞાર્થ

કરજે, લખજે, વાંચજે, આવજે વગેરે પરોક્ષ આજ્ઞાર્થ હિન્દીમાં ક્રિયાના મૂળરૂપનો વ્યવહાર કરવાથી વ્યક્ત કરાય છે; જેમકે:—

**करना, लिखना, पढ़ना, आना** વગેરે.

ગુજરાતીમાં ક્રિયાનું મૂળરૂપ ધાતુને 'વું' લગાડવાથી થાય છે.

હિન્દીમાં ધાતુને **ना** લગાડવાથી ક્રિયાનું મૂળ રૂપ ( ક્રિયાર્થક નામ ) થાય છે.

પરોક્ષ આજ્ઞાર્થમાં **तू** તથા **तुम** સાથે ક્રિયાનું મૂળ રૂપ ( ક્રિયાર્થક નામ ) વપરાય છે; જેમકે:—

**(तुम) कल जरूर आना।** કાલે જરૂર આવજે.

**(तुम) यह काम जरूर करना।** આ કામ જરૂર કરજે.

પરોક્ષ આજ્ઞાર્થમાં **आप** ની સાથે ધાતુને **इये** ને બદલે **इयेगा** લગાડવામાં આવે છે; જેમકે:—

**(आप) यह काम अवश्य कीजियेगा।** આ કામ જરૂર કરશો.

**घर पहुंच कर खत लिखियेगा।** ઘેર પહોંચી પત્ર લખશો.

પરોક્ષ આજ્ઞાર્થમાં ઉપદેશ, વિનંતી અને ભવિષ્યકાળનો અર્થ સમાયેલો છે.

## વાક્યો

| | |
|---|---|
| सोहन, यह किताब पढ़। | સોહન, આ ચોપડી વાંચ. |
| रमा, एक गीत गा। | રમા, એક ગીત ગા. |
| श्यामू, वह चरखा ला। | શ્યામુ, તે રેંટિયો લાવ. |
| [तुम] पेन्सिल से मत लिखो, स्याही से लिखो। | પેન્સિલથી ન લખો, શાહીથી લખો. |
| सुशीला, विदेशी साड़ी न पहनो। | સુશીલા, વિદેશી સાડી ન પહેરો. |
| मोहन, दूध पी, चाय मत पी। | મોહન, દૂધ પી, ચા ન પી. |
| [आप] राष्ट्रभाषा सीख लीजियेगा। | રાષ્ટ્રભાષા શીખી લેજો. |
| [आप] विदेशी खरीदने का पाप अब न कीजियेगा। | હવે વિદેશી ખરીદવાનું પાપ ન કરશો. |
| [तुम] दिल में डाह न रखो। | મનમાં વેર ન રાખો. |
| मनु को एक चवन्नी दीजिये। | મનુને એક પાવલી આપો. |
| हर बात में सब्र रखो। | દરેક વાતમાં ખામોશ રાખો. |
| कठिनाई में हिम्मत न हारो। | મુશ્કેલીમાં હિમ્મત ન હારો. |
| सुबह शाम आकाश की ओर देखा करो। | સવાર સાંજ આકાશ તરફ જુઓ. |
| छुट्टियों में हमारे यहां जरूर आना। | રજાઓમાં અમારે ત્યાં જરૂર આવજો. |
| यह चिट्ठी उन को दे देना। | આ પત્ર તેમને આપી દેજો. |

## શબ્દો

**चवन्नी**=પાવલી
**कठिनाई**=મુશ્કેલી, આફત
**छुट्टियां**=રજાઓ
**सब्र**=ખામોશી
**गरमी के दिनों में**=ઉનાળામાં
**पहनना**=પહેરવું
**सब्र करना**=ખામોશ રાખવી
**भेजना**=મોકલવું
**ओर**=તરફ

## અભ્યાસ

(૧) અનુવાદ કરો:-

તમે રજાઓમાં આગરા જજો.
આપ મોહનને એક ચોપડી આપજો.
ત્યાં પહોંચી એક ચોપડી મોકલાવજો.
તમે ગાંધીજીની આત્મકથા વાંચજો.
ઉનાળામાં ચા ન પીઓ, શરબત પીઓ.
શ્યામુ, સીગરેટ ન પીઓ. તે એક ખરાબ વ્યસન છે.
આ રજાઓમાં રાષ્ટ્રભાષા શીખી લેજો.

(૨) ક્રિયાપદ વાક્યોમાં વાપરી આજ્ઞાર્થ કરો;-

**चल, खा, बोल, दे, ले, कर।**

---

# छठा पाठ

## प्रश्नार्थ

હિન્દીમાં પ્રશ્નાર્થ સરલ છે. વાક્યની શરૂઆતમાં **क्या** મૂકવાથી પ્રશ્નાર્થ થાય છે. સાધારણ રીતે વાક્ય બોલવાની રીત ઉપરથી જ પ્રશ્નાર્થ સમજી શકાય છે. વાક્યને અંતે પ્રશ્નાર્થ ચિહ્ન (?) મૂકવામાં આવે છે.

પ્રશ્નાર્થ સર્વનામ **क्या, कौन** અને પ્રશ્નાર્થ ક્રિયાવિશેષણ **क्यों, कहां, किस तरह, कैसे, कब** વગેરે વાક્યમાં વાપરવાથી પણ પ્રશ્નાર્થ થાય છે.

### વાક્યો

| | |
|---|---|
| क्या आप आजकल सबेरे टहलने जाते हैं ? | શું આપ આજકાલ સવારે ફરવા જાઓ છો ? |
| हां, मैं सबेरे बराबर टहलने जाता हूं। | હા, હું સવારે બરાબર ફરવા જાઉં છું. |
| क्या आप नियमित चरखा कातते हैं ? | શું આપ નિયમિત રેંટિયો કાંતો છો ? |
| हां, मैं रोज़ आधा घण्टा चरखा कातता हूं। | હા, હું દરરોજ અર્ધો કલાક રેંટિયો કાંતું છું. |
| तुम कभी बीडी नहीं पीते ? | તમે કદી બીડી નથી પીતા? |
| नहीं, मैं बीड़ी कभी नहीं पीता। | ના, હું કદી બીડી નથી પીતો. |
| आपका शुभ नाम क्या है ? | આપનું શુભ નામ શું છે ? |
| मुझे मगनलाल कहते हैं। | મને મગનલાલ કહે છે. |

| | |
|---|---|
| आप कहां के बाशिन्दे हैं ? | આપ ક્યાંના રહેવાશી છો ? |
| मैं अहमदाबाद का रहनेवाला हूं। | હું અમદાવાદનો રહેનાર છું. |
| यह कौनसी किताब है ? | આ કઈ ચોપડી છે ? |
| यह प्रेमचंदजी का उपन्यास 'गोदान' है। | આ પ્રેમચંદજીની નવલકથા 'ગોદાન' છે. |
| तुम, बाहर क्यों खड़े हो ? भीतर चले आओ। | તમે બહાર કેમ ઊભા છો ? અન્દર ચાલ્યા આવો. |
| उर्दू लिपि किस तरह लिखी जाती है ? | ઉર્દુ લિપિ કઈ રીતે લખાય છે ? |
| उर्दू लिखावट दाहिनी ओर से शुरू होती है। | ઉર્દુ લખાણ જમણી બાજુએથી શરૂ થાય છે. |
| तुम वहां कब गये थे ? | તમો ત્યાં ક્યારે ગયા હતા ? |
| मैं वहां कल ही गया था। | હું ત્યાં કાલે જ ગયો હતો. |

**क्या** પ્રશ્નાર્થસૂચક અને **क्या** પ્રશ્નાર્થ સર્વનામમાં ભેદ છે તે સમજી લેવો જોઈએ.

**यह क्या है** ? આ શું છે ? (પ્રશ્નાર્થ સર્વનામ)

**क्या यह उपन्यास है** ? શું આ નવલકથા છે ?

**શબ્દો**

| | |
|---|---|
| **घण्टा**=કલાક | **रहनेवाला**=રહેનાર |
| **उपन्यास**=નવલકથા | **कौनसी**=કઈ |
| **लिखावट**=લખાણ | **बाहर**=બહાર |
| **कौन**=કોણ | **भीतर**=અંદર |
| **क्या**=શું | **दाहिनी**=જમણી |

**कहां**=ક્યાં
**कब**=ક્યારે
**कैसे**=કેવી રીતે
**किस तरह**=કઈ રીતે
**कभी**=કદી
**हररोज़**=હરરોજ
**आधा**=અર્ધો
**मुझे**=મને
**बाशिन्दा**=રહેવાશી
**ओर से**=બાજુએથી
**शुरू**=શરૂ
**बराबर**=ઠીક
**अभी**=હમણાં
**अब**=હવે
**यह**=આ
**इस किताब का**=આ ચોપડીનું
**ऐसा**=આવું

**અભ્યાસ**

(૧) અનુવાદ કરો.

તમે શું લખો છો?
તમે ક્યાં જાઓ છો?
શું તમે હિન્દી બરાબર બોલી શકો છો?
તમે હમણાં શું કરો છો?
આ કઈ ચોપડી છે?
આ ચોપડીનું નામ શું છે?
તમે આવું શા માટે કરો છો?
તમે હરરોજ નિયમિત કસરત કરો છો?

(૨) યોગ્ય શબ્દ મૂકો:-

**सूरज —— निकलता है?**
**क्या तुम —— नियमित कातते हो?**
**तुम पानी में —— सकते हो?**
**आप —— बोल सकते हैं?**
**आप का शुभ नाम —— है?**
**आप —— पढ़ते हैं?**
**क्या आप के यहां —— पढ़ायी जाती है?**

---

# सातवां पाठ

## કારકની વિભક્તિઓ

| કારક | વિભક્તિઓ | ગુજરાતી |
|---|---|---|
| ૧ કર્તા | ० **ने** | એ |
| ૨ કર્મ | ० **को** | ને |
| ૩ કરણ | **से** | થી, વડે |
| ૪ સંપ્રદાન | **को, के लिये** | ને, ના માટે |
| ૫ અપાદાન | **से** | થી, માંથી |
| ૬ સંબંધ | **का, के, की** | નો, નું, ના, ની |
| ૭ અધિકરણ | **में, पर** | માં, એ, ઉપર |
| ૮ સંબોધન | | |

નરજાતિ **आ**કારાન્ત નામોને બાદ કરતાં બધાં નામોના એક-વચનને કાંઈ ફેરફાર વિના સીધા વિભક્તિ-પ્રત્યયો લાગે છે; જેમકે-:

**स्याही से, कलम से, घर में, कवि को, नदी में,**

**आ** કારાન્ત નામોને એકવચનમાં **आ**નો **ए** કરી વિભક્તિ-પ્રત્યયો લગાડમાં આવે છે; જેમકે:—

**घोड़े पर, कमरे में, लड़के ने**

અપવાદઃ-**चाचा, काका, मामा, लाला, पिता, राजा, युवा आत्मा, देवता, जामाता, नेता, योद्धा** વગેરે નામોને સીધા જ વિભક્તિ-પ્રત્યયો લગાડવામાં આવે છે; જેમકે:-

**राजा ने आत्मा में देवता को ।**

નર-નારી જાતિનાં બધાં નામોના બહુવચનને વિભક્તિ-પ્રત્યયો લગાડતાં પહેલાં **ओं** ઉમેરવામાં આવે છે અને આ **'ओं' अ**કારાન્ત તથા **आ**કારાન્તનામોમાં ભળી જાય છે; જેમકે:-

**बालकों ने, घोड़ों पर ।**

**इ-ई**કારાન્ત નામોમાં આ **ओंનો यों** થાય છે અને દીર્ઘ **ई** હ્રસ્વ **इ** થાય છે; જેમકેઃ-

**मुनियों को प्रणाम करो।**

**ओंની** પહેલાનો દીર્ઘ **ऊ** હ્રસ્વ **उ** થાય છે; જેમકેઃ-

**मदारी भालुओं को नचाता है।**

સંબોધન એકવચનમાં **आ**કારાન્ત ને બાદ કરતાં બધાં નામે મૂળ રૂપમાં જ રહે છે. અને **आ**કારાન્તમાં **आ**નો **ए** કરી દેવામ આવે છે; જેમકેઃ-

**हे बालक, यहां आ।** **हे लडके, वह किताब ला।**

બહુવચનમાં માત્ર **ओ** લગાડવામાં આવે છે. અને **इ, ई** પછી નિયમાનુસાર **ओ** નો **यो** થાય છે; જેમકેઃ-

**हे कवियो, आप लोगों का यह कर्तव्य है।**

**हे साधुओ, तप ही आप का धन है।**

સંબોધનમાં શરૂઆતમાં **हे, अरे, अजी, अरी** વગેરે શબ્દે જરૂર પ્રમાણે મૂકવામાં આવે છે.

**વાક્યો**

| | |
|---|---|
| बालक दूध पीता है। | બાળક દૂધ પીએ છે. |
| बालक ने मिठाई खायी। | બાળકે મીઠાઈ ખાધી. |
| सुशीला चरखा कातती है। | સુશીલા રેંટિયો કાંતે છે. |
| रमा ने सूत काता। | રમાએ સૂતર કાંત્યું. |
| लड़के कबड्डी खेलते हैं। | છોકરા હુતુતુ રમે છે. |
| मालिक ने नौकर को निकाल दिया। | માલિકે નોકરને કાઢી મૂક્યો. |
| मैं स्याही से लिखता हूं। | હું શાહીથી લખું છું. |

| | |
|---|---|
| दरजी सुई से कपड़ा सीता है। | દરજી સોઇ વડે સીવે છે. |
| शिक्षक विद्यार्थियों को राष्ट्रभाषा पढ़ाते हैं। | શિક્ષક વિદ્યાર્થીઓને રાષ્ટ્રભાષા શીખવે છે. |
| राजाने ब्राह्मण को धन दिया। | રાજાએ બ્રાહ્મણને દાન આપ્યું. |
| नर्मदा अमरकंटक से निकलती है। | નર્મદા અમરકંટકથી નીકળે છે. |
| पत्तियां पेड़ से गिरती हैं। | પાંદડાં ઝાડ પરથી પડે છે. |
| बम्बई से नौ बजे गाड़ी उठती है। | મુંબઇથી નવ વાગ્યે ગાડી ઉપડે છે. |
| यह श्यामूका खिलौना है। | આ શ્યામુનું રમકડું છે. |
| मनोहर के खिलौने सुन्दर हैं। | મનોહરના રમકડાં સુંદર છે. |
| सुशीला की गुड़िया कहां है? | સુશીલાની ઢીંગલી ક્યાં છે? |
| माली बाग में पौदोंको सींचता है। | માળી બાગમાં છોડવાઓને સીંચે છે |
| सिंह पिंजड़े में बन्द है। | સિંહ પાંજરામાં પૂરાયેલો છે. |
| क़िताब मेज़ पर है। | ચોપડી ટેબલ ઉપર છે. |
| देश पर आपत्ति के बादल मंडरा रहे हैं। | દેશ પર વિપત્તિના વાદળાં છવાયાં છે. |
| मदारी बन्दरों और भालुओं को नचाता फिरता है। | મદારી વાંદરા અને રીંછને નચાવતો ફરે છે. |

## શબ્દો.

**कबड्डी**=હુતુતુ
**खिलौना**=રમકડું
**सुई**=સોઇ
**गुड़िया**=ઢીંગલી
**पत्तियां**=પાંદડાં
**पिंजड़ा**=પાંજરું
**मंडराना**=ઘેરાવું, ભમવું.( આકાશમાં ઉપર )

## અભ્યાસ

(૧) યોગ્ય શબ્દ મૂકો:-

वे राम —— जानते हैं।
—— हररोज कहानी पढ़ते हैं।
वह —— लिखता है।
हम —— बैठे हैं।
वे —— आम लाये हैं।
आप ——पढ़ते हैं।
ताप्ती —— निकलती है।
ये —— पर बैठे हैं।
मैं आसन —— बैठा हूं।

(૨) શબ્દો વાકયોમાં વાપરો:-

कलम, सुत, पत्नी, मेज़, खिलौना, आकाश, चाकू, आम।

(૩) યોગ્ય વિભક્તિ-પ્રત્યયો મૂકો:-

मोहन कलम —— लिखता है।
बतख पानी —— तैरती है।
तोता पिंजड़े —— बन्द है।
दवात —— स्याही है।
मैंने नौकर —— बुलाया था।

---

# आठवां पाठ

## પુરુષવાચક સર્વનામોનું રૂપાખ્યાન

કર્તા અને સંબંધ કારકને બાદ કરતાં બાકીના કારકોમાં વિભક્તિ-પ્રત્યયો લગાડતાં પહેલાં **मैं** નું **मुझ** અને **तू** નું **तुझ** વિકૃત રૂપ થાય છે; જેમકે **मुझ को, तुझ से।**

કર્મકારકમાં એક બીજું રૂપ-

**मुझे, तुझे, हमें, तुम्हें** થાય છે અને આ રૂપોનો ઉપયોગ વિશેષ થાય છે.

કર્તા કારકમાં **ने** લગાડતાં પહેલાં કાંઇ ફેરફાર થતો નથી. જેમકે-**मैं ने, हम ने, तू ने, तुम ने।**

સંબંધ કારકમાં **मेरा, तेरा, हमारा, तुम्हारा** રૂપો થાય છે. અને આ **आ**કારાન્ત રૂપો પાછળ આવનાર નામની જાતિ અને વચન પ્રમાણે બદલાય છે; જેમકે:-

**मेरे मित्र, मेरी किताब, हमारे खिलौने, हमारी बात, तेरे पत्र, तेरी बहन, तुम्हारे कार्य, तुम्हारी जान।** સંપ્રદાન કારકમાં **लिये** ની પહેલાં **मेरे (लिये) हमारे (लिये)** વગેરે થાય છે.

અહીં સરલતાની દષ્ટિએ **मैं** નું રૂપાખ્યાન આપ્યું છે:-

| | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ | કર્તા-**मैं, मैं ने** | **हम, हम ने** |
| ૨ | કર્મ-**मुझे, मुझ को** | **हमें, हम को** |
| ૩ | કરણ-**मुझ से** | **हमसे** |
| ૪ | સંપ્રદાન-**मुझ को, मेरे लिये** | **हम को, हमारे लिये,** |
| ૫ | અપાદાન-**मुझ से** | **हम से** |
| ૬ | સંબંધ-**मेरा, मेरे, मेरी** | **हमारा, हमारे, हमारी** |
| ૭ | અધિકરણ **मुझ में, मुझ पर** | **हम में, हम पर** |

આજ રીતે **तू** નાં રૂપો સમજવાં.

**आप** ને સીધા જ વિભક્તિ-પ્રત્યયો લગાડવામાં આવે છે. **आप** સન્માનાર્થે એકવચનમાં વપરાય છે. અને **आप** ની સાથે **लोग** શબ્દ જોડવાથી **आप लोग** બહુવચન થાય છે. અને **आप लोग**-ની કારક રચના **अ**કારાન્ત બહુવચનની જેમ **ओं** લગાડવાથી થાય છે; જેમકેઃ **आप लोगों ने, आप लोगों को।**

ગુજરાતીના મારામાં, અમારામાં, તારામાં, તમારામાં નો હિન્દીમાં **मेरे में, तेरे में** એવો પ્રયોગ અશુદ્ધ છે; પણ શુદ્ધ પ્રયોગ **मुझ में, तुझ में, मुझ पर, तुझ पर, हम में, हम पर, तुझ में, तुझ पर** છે.

## વાક્યો

| | |
|---|---|
| मैं हिन्दी कुछ कुछ बोल सकता हूं। | હું કાંઈક હિન્દી બોલી શકું છું. |
| मुझे गायका दूध पसन्द है। | મને ગાયનું દૂધ ભાવે છે. |
| सूरज हम को प्रकाश देता है। | સૂરજ અમને પ્રકાશ આપે છે. |
| मेरे लिये तिरपुर से खादी की धोती लेते आना। | મારે માટે તિરપુરથી ખાદીનું ધોતિયું લેતા આવજો. |
| मेरी बहिन राष्ट्रभाषा-कोविद है। | મારી બહેન રાષ્ટ્રભાષા-કોવિદ છે. |
| मेरे खिलौने हिन्दुस्थान के हैं। | મારા રમકડાં હિન્દુસ્તાનનાં છે. |
| मेरा घर शहर में है। | મારું ઘર શહેરમાં છે. |
| मुझ में अभी इतनी काबिलियत नहीं कि मैं हिन्दुस्तानी में भाषण दे सकूं। | મારામાં હજી એટલી લાયકાત નથી કે હું હિન્દુસ્તાનીમાં ભાષણ આપી શકું. |
| मुझ पर विश्वास रखिये। | મારા પર વિશ્વાસ રાખો. |
| तू राष्ट्रभाषा क्यों नहीं सीखता? | તું રાષ્ટ્રભાષા કેમ નથી શીખતો? |

| | |
|---|---|
| तुझे राष्ट्रभाषा सीख लेनी चाहिये। | તારે રાષ્ટ્રભાષા શીખી લેવી જોઈએ. |
| तेरे कपड़े साफ़ सुथरे क्यों नहीं रहते? | તારાં કપડાં ચોકખાં કેમ નથી રહેતાં? |
| तेरी बातें मेरी समझ में नहीं आती। | તારી વાતો મારા સમજવામાં નથી આવતી. |
| तुझ पर हमें पूरा विश्वास है। | તારા પર અમને પૂરો વિશ્વાસ છે. |
| हम बड़े तड़के उठते हैं और हवाखोरी को जाते हैं। | અમે બહુ વહેલા ઊઠીએ છીએ અને ફરવા જઈએ છીએ. |
| हमारे लिये अभी यही काफ़ी है कि हम हिन्दी लिख लेते हैं। | અમારે માટે હમણાં આજ બસ છે કે અમે હિન્દી લખી લઈએ છીએ. |
| हम से आप इतनी बड़ी आशा कैसे रख सकते हैं? | અમારાથી આપ આટલી મોટી આશા કઈ રીતે રાખી શકો છો? |
| हमारा फ़र्ज़ है कि हम शराब की बदी को रोकें। | આપણો ધર્મ છે કે આપણે દારૂની બદીને રોકીએ. |
| हमारे कामों से दूसरों को तसल्ली मिलनी चाहिये। | આપણાં કામોથી બીજાઓને શાંતિ મળવી જોઈએ. |
| हममें यदि कोई दोष हो तो आप जरूर हमें बता दीजियेगा। | અમારા જો કાંઈ દોષ હોય તો આપ અમને જરૂર બતાવશો. |
| हम पर यह बोझ कुछ कम नहीं है। | અમારી ઉપર આ બોજો કાંઈ ઓછો નથી. |
| तुम हर रोज़ कै घण्टे पढ़ते हो? | તમે દરરોજ કેટલા કલાક વાંચો છો? |

| | |
|---|---|
| तुम्हें उर्दू लिपि भी सीख लेनी चाहिये। | તમારે ઉર્દુ લિપિ પણ શીખી લેવી જોઇએ. |
| तुमको उन्हें ऐसा नहीं कहना चाहिये था। | તમારે તેમને આમ કહેવું નહોતું જોઇતું. |
| तुमसे हम यह उम्मीद रख सकते हैं। | અમે તમારી પાસેથી આટલી ઉમેદ રાખી શકીએ. |
| तुम्हारा नाम प्रफुल्लचन्द्र ही है न? | તમારું નામ પ્રફુલ્લચન્દ્ર જ છે ને? |
| तुम्हारी करतुतों को सारा गाँव जानता है; हम अधिक क्या बतायें? | તમારાં કામો આખું ગામ જાણે છે, અમે વિશેષ શું બતાવીએ? |
| तुम पर हमें कोई सुबा नहीं, बे फ़िक्र रहो। | તમારી ઉપર અમને કાંઈ શક નથી. તમે નિશ્ચિંત રહો. |
| तुम में वह खूबी कहां जो मोहनबाबू में है? | તમારામાં તે ખૂબી ક્યાં છે જે મોહનબાબૂમાં છે? |
| आप लोगों से तो देश ने बड़ी बड़ी आशाएं रक्खी हैं। | દેશે આપના જેવા લોકોથી તો મોટી આશાઓ રાખી છે. |
| हे नौजवानो! आप लोगों पर ही मुल्क का दारोमदार है। | હે નવજવાનો! આપ લોકો ઉપર જ દેશનો આધાર છે. |

## શબ્દો.

**कुछ कुछ**=કાંઇ કાંઇ — **हवाखोरी**=હવા ખાવા જવું તે.
**साफ सुथरे**=ચોક્ખાં — **शराब**=દારૂ
**तड़के**=મળસ્કે, બહુવહેલા — **बदी**=દુર્ગુણ
**काफी**=બસ, પૂરતું — **तसल्ली**=શાંતિ

| | |
|---|---|
| यदि=જો | बोझ=બોજો |
| कै=કેટલા | उम्मीद=ઉમેદ |
| ऐसा=આવું | गाँव=ગામ |
| सारा=બધું | करतुत=કામ |
| बे फ़िक्र=નિશ્ચિંત | सुबा=અંદેશો, શક |
| काबिलियत=આવડત | दारोमदार=આધાર |
| समझ=સમજ, સમજણ | |

## અભ્યાસ

(१) ખાલી જગ્યામાં યોગ્ય શબ્દ મૂકો:-

—— खिलौना कहां है ?

—— घर कहां है ?

—— क़िताबें मेरे पास हैं।

—— क्या पढ़ रहा है ?

—— रामायण पढ़ता हूं।

—— आगरा देखा है ?

—— भाई बम्बई में रहता है।

—— यह काम हो सकता है।

—— यह काम कर सकते हो।

—— नास्ता कर रहे हैं।

(२) વાક્યોમાં વાપરો:-

तुम्हारा, मेरे, मुझे, तेरा,
तेरे लिये, तुम पर, हम में, हमारे।

# नौवां पाठ

## સામાન્ય-સાદા-ભૂતકાળ

સામાન્ય ભૂતકાળના પ્રત્યયો **आ** અને **या** છે. **अ**કારાન્ત-**उ**કારાન્ત ધાતુઓને **आ** લગાડવામાં આવે છે, અને બાકીના બધા ધાતુઓને **या** લગાડવામાં આવે છે; જેમકે:—

**दौड़ा, सुना, देखा, छुआ, खाया, सोया।**

નરજાતિ બહુવચનમાં **आ** નો **ए** અને **या** નો **ये** થાય છે; જેમકે:—

**दौड़े, सुने, देखे, छुए, खाये, सोये।**

નારી જાતિ એકવચનમાં **आ** ની **ई** અને **या** ની **यी** થાય છે; જેમકે:—

**दौड़ी, सुनी, देखी, छुई, खायी, सोयी।**

નારી જાતિ બહુવચનમાં **ई** અને **यी** ઉપર અનુસ્વાર ઉમેરવામાં આવે છે; જેમકે:—

**दौड़ीं, सुनीं, देखीं, छुईं, खायीं, सोयीं।**

### નર જાતિ-दौड़+आ=दौड़ा

**मैं-तू-वह-दौड़ा।** **हम-तुम-आप वे दौड़े।**
( હું-તું-તે દોડ્યો ) ( અમે-તમે-આપ તેઓ દોડ્યા )

### નારી જાતિ-दौड़ी

**मैं-तू-वह दौड़ी।** **हम-तुम-आप वे दौड़ीं।**
( હું-તું-તે દોડી ) ( અમે-તમે-આપ તેઓ દોડ્યાં )

### નર જાતિ-सो+या=सोया

**मैं-तू-वह सोया।** **हम-तुम-आप वे सोये।**
( હું-તું-તે સૂતો ) અમે-તમે-આપ તેઓ સૂતા )

**मैं-तू-वह सोयी।** **हम-तुम-आप-वे सोयीं।**
( હું-તું-તે સૂતી ) ( અમે-તમે-આપ-તેઓ સૂતાં )

નીચે આપેલા ધાતુઓ ઉપરના સામાન્ય નિયમોના અપવાદ રૂપ છેઃ-

| **નર જાતિ** | | **નારી જાતિ** | |
|---|---|---|---|
| એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
| **ले-लिया** | **लिये** | **ली** | **लीं** |
| **जा-गया** | **गये** | **गयी** | **गयीं** |
| **कर-किया** | **किये** | **की** | **कीं** |
| **दे-दिया** | **दिये** | **दी** | **दीं** |

ભૂતકાળમાં અકર્મક ક્રિયાપદનાં પુરુષ વચન અને જાતિ કર્તા પ્રમાણે હોય છે; જેમકેઃ—

**लड़का गया।** **लड़के गये।**
**लड़की गयी।** **लड़कियां गयीं।**

**ला, बोल,** અને **भूल** આ ત્રણ ધાતુઓ અકર્મક ગણાય છે.

ભૂતકાળમાં સકર્મક ક્રિયાપદનાં પુરુષ વચન અને જાતિ કર્મ પ્રમાણે હોય છે અને કર્તાને **ने** વિભક્તિ-પ્રત્યય લાગે છે; જેમકેઃ—

**मैंने पुरी खायी।** મેં પુરી ખાધી.
**मैंने पुरियां खायीं।** મેં પુરીઓ ખાધી.
**मैंने पेड़ा खाया।** મેં પેંડો ખાધો.
**मैंने पेड़े खाये।** મેં પેંડા ખાધા.

## વાક્યો

| | |
|---|---|
| पिता की आज्ञा से राम वनमें गये। | પિતાની આજ્ઞાથી રામ વનમાં ગયા. |
| सिद्धार्थ ने हंस के प्राण बचाये। | સિદ્ધાર્થે હંસના પ્રાણ બચાવ્યા. |
| काजीने अपना फैसला सुनाया। | કાજીએ પોતાનો ચુકાદો સંભળાવ્યો. |

| | |
|---|---|
| राममूर्ति की तीन हड्डियां टूट गयीं। | રામમૂર્તિનાં ત્રણ હાડકાં તૂટી ગયાં. |
| विभीषणने रावण को खूब समझाया पर वह न माना। | વિભીષણે રાવણને ખૂબ સમજાવ્યો, પણ તે ન માન્યો. |
| मैंने रामू को एक अठन्नी दी। | મેં રામુને એક અધેી આપ્યો. |
| मुझ से बिदा हो वे घर गये। | મારી પાસેથી વિદાય લઈ તેઓ ઘેર ગયા. |
| तूने यह तो भला काम नहीं किया। | તેં આ તો સારું કામ ન કર્યું. |
| राममोहन ने तुझ को एक हिन्दी किताब दी थी, वह कहां गयी ? | રામમોહને તને એક હિન્દી ચોપડી આપી હતી તે ક્યાં ગઈ? |
| वह बाजार से आम लाया। | તે બજારમાંથી કેરીઓ લાવ્યો. |
| मोहन ने कुछ आम लिये। | મોહને કેટલીક કેરીઓ લીધી. |
| सरस्वतीने खादी की साड़ी मोल ली। | સરસ્વતીએ ખાદીની સાડી વેચાતી લીધી. |
| मैंने राष्ट्रभाषा की कुछ उम्दा किताबें खरीदीं। | મેં રાષ્ટ્રભાષાની કેટલીક ચોપડીઓ ખરીદી. |
| वे आज ही बम्बई गये। | તેઓ આજે જ મુંબઈ ગયા. |
| मैंने आज बाहर के व्यापारियों को पत्र लिखे। | મેં આજે બહારગામ વેપારીઓને પત્ર લખ્યા. |
| मेरी बहिन कल बम्बई से आयी। | મારી બહેન કાલે મુંબઈથી આવી. |
| मैं आज देर से आया। | હું આજે મોડો આવ્યો. |

| | |
|---|---|
| मैंने अखबार में यह खबर पढी। | મેં છાપામાં આ ખબર વાંચી. |
| श्यामा ने परीक्षा के लिये बहुत मेहनत की। | શ્યામાએ પરીક્ષા માટે ઘણી મહેનત કરી. |
| उसने पिताजी से अपनी गल्ती के लिये माफी मांग ली। | તેણે પોતાની ભૂલ માટે પિતાશ્રીની માફી માગી લીધી. |
| आज तुम देर से क्यों आये? | આજે તમે મોડા કેમ આવ્યા? |
| क्या कोई विशेष कार्य था? | શું કોઈ ખાસ કામ હતું? |
| तुमने इस बारे में पहले कभी जिक्र ही नहीं किया। | તમે આ વિશે પહેલાં કદી વાત ન કરી. |
| तुम्हारे लिये हमने जमीन आसमान एक कर डाले। | તમારે માટે અમે આકાશ જમીન એક કરી મૂક્યાં. |

## શબ્દો

**फैसला**=ચુકાદો **मोल ली**=વેચાતી લીધી. **देर**=વાર
**हड्डियां**=હાડકાં **अखबार**=છાપું, વર્તમાનપત્ર **विशेष**=ખાસ
**अठन्नी**=અર્ધી **गल्ती**=ભૂલ **जिक्र करना**=વાત કરવી

## અભ્યાસ

(૧) ખાલી જગ્યામાં યોગ્ય શબ્દો મૂકો:—

**तुम आज देर से क्यों ——?**
**तुम वहां अभी तक क्यों नहीं ——?**
**वे दफ्तर से अभी ——?**
**हम परीक्षा में ——।**
**आप बम्बई से क्या ——?**
**मैंने रोटी ——।**

**हमने अपना काम खतम ——।**
**मैंने गोपाल को दस किताबें ——।**
**तूने वहां क्या ——?**

( ૨ ) નીચે આપેલા ક્રિયાપદોનું સામાન્ય ભૂતકાળ બહુવચન કરી વાકયોમાં વાપરો—

**बोलना, भेजना, पहनना, तैरना, सींचना, चुनना, खेलना, जाना, लेना, देना,**

(૩) સરલ હિન્દીમાં અનુવાદ કરોઃ-

મોહને કેરીઓ ખાધી.
મેં ચપ્પુ વડે પેન્સિલ ઘડી.
તેઓ મારા માટે બજારથી ખાદીનું ધોતીયું લાવ્યા.
તેમણે મને કાલે આ વાત કહી.
અમે મુંબઇથી કાલે અહિં આવ્યા.
તેણે પોતાના પાઠ વાંચ્યા.

# **दसवाँ पाठ**

## નિશ્ચયવાચક સર્વનામ **यह** અને **वह**

**यह** અને **वह** સર્વનામો વિશેષણો પણ છે; જેમકેઃ—

**यह लड़का चालाक है।** આ છોકરો ચાલાક છે.

**वह घोड़ा चितकबरा है।** તે ઘોડો કાબરચિતરો છે.

**यह** નું બહુવચન **ये** અને **वह** નું બહુવચન **वे** થાય છે.

**यह** અને **वह** પછી કોઈપણ વિભક્તિ પ્રત્યય કે વિભક્તિ સહિત નામ આવે ત્યારે તેમનાં વિકૃત રૂપો વપરાય છે. તેમનાં વિકૃત રૂપો નીચે આપ્યાં છે—

| એકવચન | બહુવચન |
|---|---|
| **यह-इस** | **ये-इन** |
| **वह-उस** | **वे-उन** |

કર્તા કારક (૩ જી વિભક્તિ) બહુવચનમાં **ने** લગાડતાં પહેલાં વિકૃત રૂપ સાથે વિકલ્પે **हों** જોડવામાં આવે છે અને તેનો વ્યવહાર વિશેષ થાય છે; જેમકેઃ—

**इन्होंने**=(એમણે) **उन्होंने**=(તેમણે)

કર્મકારક (૨ જી વિભક્તિ)માં એક બીજું રૂપ **इसे, इन्हें, उसे, उन्हे,** પણ થાય છે.

સરલતાની દૃષ્ટિએ **यह** ના બધા રૂપો અહીં આપીએ છીએ.-

| | |
|---|---|
| **१ यह, इसने** | **ये, इनने इन्होंने,** |
| **२ इसे, इसको** | **इन्हें, इनको** |
| **३ इससे** | **इनसे** |
| **४ इसको,-के लिये** | **इनको, के लिये** |
| **५ इससे** | **इनसे** |
| **६ इसका-के-की** | **इसका-के-की** |
| **७ इसमें, इस पर** | **इसमें, इस पर** |

## વાક્યો

| | |
|---|---|
| यह हमारा मदरसा है। | આ અમારી નિશાળ છે. |
| वह लड़की मदरसे जा रही है। | એ છોકરી નિશાળે જાય છે. |
| ये लड़के हॉकी खेल रहे हैं। | આ છોકરાઓ હૉકી રમી રહ્યા છે. |
| वे किसान खेत जोत रहे हैं। | પેલા ખેડૂતો ખેતર ખેડે છે. |
| इसने अपना हिस्सा ले लिया है। | એણે પોતાનો ભાગ લઈ લીધો છે. |
| उस ने मुझे कोई नयी बात नहीं कही। | તેણે મને કોઈ નવી વાત નથી કહી. |
| इन्होंने हिन्दी कीतावें मंगवा लीं। | એમણે હિન્દીની ચોપડીઓ મંગાવી લીધી. |
| राममूर्ति एक सच्चे देश भक्त पहलवान थे | રામમૂર્તિ એક સાચા દેશ ભક્ત પહેલવાન હતા. |
| उन्होंने कुछ दिन तक विलायती ढंग की कसरत की थी। | તેમણે કેટલાક દિવસો માટે વિલાયતી ઢંગની કસરત કરી હતી. |
| इन्हें दो तीन बार ज़हर दे कर मार डालने की कोशीश की गयी। | બે ત્રણ વાર તેમને ઝેર દઈ મારી નાખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. |
| फ्रान्स में कुछ दुष्टों ने इनको बहुत तकलीफ दी। | ફ્રાન્સમાં કેટલાક દુષ્ટોએ તેમને બહુ તકલીફ દીધી. |
| उससे न रहा गया, आखिर वह बोल उठा। | તેનાથી ન રહેવાયું અને આખરે બોલી ઊઠ્યો. |
| इनसे कोई ऐसी गल्ती हो गई है, कि वे अब पछता रहे हैं। | એમનાથી કોઈ એવી ભૂલ થઈ ગઈ છે કે હવે પસ્તાય છે. |

| | |
|---|---|
| इसमें इनका कोई कसूर नहीं है। | એમાં એમની કાંઇ કસૂર નથી. |
| इनकी सभी बातें बेसिर पैर की होती हैं। | એમની બધી વાતો ઢંગધડા વગરની હોય છે. |
| उनका शुभ नाम महात्मा तुलसीदास था। | તેમનું શુભ નામ તુલસીદાસ હતું. |
| उनके बचनों ने हमारे दिल में जगह बना ली। | તેમના વચનોએ અમારા હૃદયમાં સ્થાન કરી લીધું. |
| इन पर कोई अंदेशा नहीं रख सकता। | તેમના પર કોઇ શંકા ન રાખી શકે. |
| उन पर यह दोष लगाया गया कि वे लोगों को भरमा रहे हैं। | તેમના પર આ દોષ મૂકવામાં આવ્યો કે તેઓ લોકોને ભરમાવે છે. |
| उनकी सब बातें अक्लमंदी से भरी हुई होती हैं। | તેમની બધી વાતો અકલવાળી હોય છે. |
| उनके लिये हमें कुछ तो करना ही चाहिये। | તેમને માટે અમારે કાંઇક તો કરવું જોઇએ. |
| मैं उन के लिये गाढ़े का एक थान लाया था। | હું તેમને માટે ખાદીનો એક તાકો લાવ્યો હતો. |
| यह तो देखी हुई बात है। | આ તો જોયેલી વાત છે. |
| हमारे लिये यह कोई नयी बात नही हैं। | અમારે માટે આ કોઇ નવી વાત નથી. |
| मैंने इस आदमी को पहले कभी नही देखा था। | મેં તે આદમીને પહેલાં કદી જોયો ન હતો. |
| इन दो भाइयों ने (राम | આ બે ભાઇઓએ (રામલક્ષ્મણે) |

| | |
|---|---|
| लक्ष्मण ) तमाम राक्षसों को मार डाला। | બધા રાક્ષસોને મારી નાખ્યા. |
| इन आदमियों से हमें कोई विशेष लाभ न होगा। | આ આદમીઓથી આપણને કાંઈ વિશેષ લાભ નહિ થાય. |
| इन भाइयों ही की बदौलत हमने विजय पायी। | આ ભાઈઓની જ કૃપાથી અમે વિજય મેળવ્યો. |
| उस आदमी को कौन नहीं जानता ? | તે માણસને કોણ નથી જાણતું ? |

## શબ્દો

| | |
|---|---|
| **मदरसा**=નિશાળ | **ताश**=ગંજીફાના પાના |
| **अक्लमंदी**=બુદ્ધિમાની | **बेसिर पैर की**=ઢંગધડા વગરની. |
| **अंदेशा**=શક, શંકા | **-की बदौलत**=ની મહેરબાની |

## અભ્યાસ.

(૧) ખાલી જગ્યામાં યોગ્ય શબ્દો મૂકો:—

**—— आदमी को हम जानते हैं।**
**—— लड़के से यह काम न होगा।**
**—— लड़की को दो आम दो।**
**—— कौन भरोसा कर सकता है ?**
**—— घोड़े अस्तबल में हैं।**
**—— किताबें मेरी हैं।**
**—— नोकर ने शीशा तोड़ डाला।**
**यह —— भात खाता है।**
**—— के लड़के को हम जानते हैं।**
**वे —— ताश खेलते हैं।**

# ग्यारहवां पाठ

## नाम

નામ તે વિકારી શબ્દ છે કે જેથી પ્રકૃત અથવા કલ્પિત સૃષ્ટિની કોઇપણ વસ્તુનું નામ સૂચિત થઇ શકે છે, જેમકેઃ—

**घर, आकाश, उजेला, बड़प्पन।**

નામના મુખ્ય બે પ્રકાર છેઃ (૧) પદાર્થવાચક અને (૨) ભાવવાચક.

પદાર્થવાચકના બે પ્રકાર છેઃ (૧) વ્યક્તિવાચક અને (૨) જાતિવાચક.

જે નામથી એક જ પદાર્થ અથવા પદાર્થોના સમૂહનો બોધ થાય તેને વ્યકિતવાચક નામ કહે છે; જેમકેઃ—

**मोहन, अहमदाबाद, साबरमती, गुजरात साहित्य सभा, भारत कलाभवन** વગેરે.

જે નામથી સંપૂર્ણ પદાર્થોનો અથવા તેમના સમૂહોનો બોધ થાય તેને જાતિવાચક નામ કહે છે; જેમકેઃ—

**मनुष्य, पहाड़, नदी, सभा, घोड़ा।**

જે નામથી પદાર્થમાં રહેલા કોઇપણ ધર્મ—ગુણનો બોધ થાય તેને ભાવવાચક નામ કહે છે; જેમકેઃ—

**मनुष्यत्व, सौन्दर्य, मित्रता** વગેરે.

ભાવવાચક નામો ઘણું કરીને ત્રણ પ્રકારના શબ્દોથી બને છેઃ—

(૧) જાતિવાચક નામો પરથી બનતાં ભાવવાચક નામોઃ—

| જાતિવાચક નામઃ | ભાવવાચક નામ. |
|---|---|
| **मनुष्य** | **मनुष्यत्व** |
| **पुरुष** | **पौरुष, पुरुषत्व** |
| **मुनि** | **मौन** |

| | |
|---|---|
| दास | दासता, दासत्व |
| गुलाम | गुलामी |
| सती | सतीत्व |
| मित्र | मित्रता વગેરે. |

( ૨ ) વિશેષણો પરથી બનતાં ભાવવાચક નામો:-

| વિશેષણ | ભાવવાચક નામ |
|---|---|
| गरम | गरमी |
| कठोर | कठोरता |
| सुंदर | सुंदरता, सौन्दर्य |
| धीर | धैर्य |
| बुरा | बुराई |
| पंडित | पंडिताई |
| मीठा | मीठास |
| ऊंचा | ऊंचान |
| चिकना | चिकनाहट |
| बीमार | बीमारी |
| अंधा | अंधापा |
| बुढा | बुढापा |
| दुर्बल | दुर्बलता |
| कमज़ोर | कमज़ोरी વગેરે. |

( ૩ ) ક્રિયા પરથી બનતાં ભાવવાચક નામો:-

| ક્રિયા | ભાવવાચક |
|---|---|
| सजाना | सजावट |
| रुकना | रुकावट |
| लिखना | लिखावट |
| मिलना | मिलावट |
| दिखाना | दिखावा |

| | |
|---|---|
| दौड़ना | दौड़ |
| पड़ना | पड़ाव |
| मारना | मार |
| चलना | चलन, चाल |
| चढ़ना | चढ़ाई |
| कमाना | कमाई |
| जोतना | जोताई, जुताई |
| बहना | बहाव વગેરે. |

## વાક્યો

| | |
|---|---|
| हिमालय दुनिया में ऊंचा पहाड़ है। | હિમાલય દુનિયામાં ઊંચો પહાડ છે. |
| गंगा बड़ी पवित्र नदी है। | ગંગા બહુ પવિત્ર નદી છે. |
| गायें खेत में चर रही हैं। | ગાયો ખેતરમાં ચરે છે. |
| बुढापे में आदमी की सभी बातें बदल जाती हैं। | વૃદ્ધાવસ્થામાં માણસની બધી વાતો બદલાઇ જાય છે. |
| काव्यमाधुर्य बहुत ऊंची चीज़ है। | કાવ્યમાધુર્ય ઘણી ઊંચી વસ્તુ છે. |
| प्राकृतिक सौन्दर्य से हर कोई मुग्ध होता है। | પ્રાકૃતિક સૌન્દર્યથી ગમે તે મુગ્ધ થાય છે. |
| बचपन की बातें मीठी लगती हैं। | નાનપણની વાતો મીઠી લાગે છે. |
| खेतमें जोताई के बाद बीज बोया जाता है। | ખેતરમાં ખેડ્યા પછી બીજ વાવવામાં આવે છે. |
| सींचाई के बिना पौदे सुक जाते हैं। | સીંચ્યા વિના છોડવા સુકાઇ જાય છે. |

| | |
|---|---|
| पेड़ों की टहनियों पर सूरज की सुनहरी किरणें चमक रही हैं। | ઝાડની ટોચો ઉપર સૂર્યનાં સોનેરી કિરણો ચમકે છે. |
| धान के खेत लह लहा रहे हैं। | ડાંગરનાં ખેતરો લહેરાય છે. |
| बौर से आम महक रहा है। | આંબો મહોરથી મહેકી રહ્યો છે. |
| सिंह की दहाड़ सुनकर हाथियों का झुण्ड भाग जाता है। | સિંહની ગર્જના સાંભળીને હાથીઓનું ટોળું નાસી જાય છે. |
| सूरज की गरमी हमें जीवन देती है। | સૂર્યનો તાપ આપણને જીવન આપે છે. |
| हमेशा भलाई का काम करो। | હમેશાં ભલું કામ કરો. |
| आज स्वदेशी व्रत की निहायत जरूरत है। | આજે સ્વદેશી વ્રતની અત્યંત જરૂર છે. |

**શબ્દો**

| | |
|---|---|
| **बुढ़ापा**=વૃદ્ધાવસ્થા, ઘડપણ | **झुण्ड**=ટોળું |
| **माधुर्य**=મધુરતા | **जरूरत**=આવશ્યકતા |
| **जोताई**=હાંકવું, ખેડવું | **सुनहरी**=સોનેરી |
| **सींचाई**=સીંચવું તે | **धान**=ડાંગર |
| **पौदा**=છોડવો | **बुनना**=વણવું |
| **घबड़ाहट**=ગભરામણ | **फैलना**=ફેલાવું |
| **पेड़**=ઝાડ. | **लहलहाना**=લીલાછમ ખેતરોનું લહેરાવવું |
| **टहनी**=ઝાડની ટોચ | **बोना**=વાવવું |
| **बौर**=આંબાનો મોર | **निहायत**=અત્યંત |
| **दहाड़**=સિંહની ગર્જના | **भौंरा**=ભમરો. |

## અભ્યાસ

(૧) નીચેના શબ્દો પરથી ભાવવાચક નામ બનાવોઃ-

**पवित्र, सच्चा, भला, कठिन, फैलना, बुनना, खाना, लड़ना, पढ़ना, डरना ।**

(૨) નીચેના શબ્દો વાક્યમાં વાપરોઃ-

**घबड़ाहट, लिखावट, गुलामी, आज़ादी, बचपन, तन्दुरस्ती**

(૩) સરલ હિન્દુસ્તાનીમાં અનુવાદ કરોઃ-

તલાવમાં હાથીઓ નહાય છે.
તળાવનું પાણી સ્વચ્છ છે.
કેરીઓના ભારથી આંબો ઝુકી રહ્યો છે.
સફેદ કમલ વડે સરોવર શોભી રહ્યું છે.
કમલો ઉપર ભમરાઓ ગુંજી રહ્યાં છે.

---

# बारहवां पाठ

## जाति

રાષ્ટ્રભાષા હિન્દુસ્તાનીમાં બે જાતિ છે. નાન્યતર જાતિ નથી.

પ્રાણિવાચક નામોમાં જાતિ ઓળખવી સરલ છે; અપ્રાણિવાચક નામો વિશે કેટલાક સામાન્ય નિયમો અહીં આપ્યા છે. જાતિ વિશે વિસ્તૃત હકીકત બીજા ભાગમાં આપવામાં આવી છે.

સામાન્ય રીતે અપ્રાણિવાચક નામો **अ**કારાન્ત અને **आ**કારાન્ત નર જાતિનાં હોય છે; જેમકેઃ—

**कमल, लोटा, रास्ता, लेख, कमरा, शहर** વગેરે.

અપવાદઃ—**देह, नाक, माला, शाला** વગેરે નરજાતિ છે.

આ નિયમના બીજા અપવાદો ઘણા છે. તે બીજા ભાગમાં આપ્યા છે.

દિવસોનાં નામ, મહિનાઓનાં નામ અને પર્વતોનાં નામ, **पीतल** અને **चांदी** સિવાયના ખનીજ પદાર્થોનાં નામ નરજાતિના હોય છે.

અપ્રાણિવાચક '**इ**' અને '**ई**'કારાન્ત નામો સામાન્ય રીતે નારી જાતિનાં હોય છે; જેમકેઃ—

**मति, बुद्धि, जाति, कुर्सी, घड़ी, रस्सी।**

અપવાદઃ-**दही, पानी, घी, जी, मोती, मुनि, कवि, संन्यासी, माली, धोबी, नाई** વગેરે નરજાતિ છે.

નદીઓ અને ભાષાઓના નામ નારી જાતિના હોય છે. જેમકેઃ—

**साबरमती, कावेरी, नर्मदा, गुजराती, मराठी** વગેરે.

અપવાદઃ-**सिंधु** અને **ब्रह्मपुत्र** નર જાતિ નામો છે.

નીચે આપેલાં મનુષ્યેતર પ્રાણીઓના નામો વ્યવહારમાં હમેશા નર જાતિનાં છેઃ-

**पक्षी, उल्लू, कौआ, भेड़िया, चीता, खटमल, केंचुआ।**

આ પ્રાણીઓનાં નામ વ્યવહારમાં હમેશા નારી જાતિના છેઃ-

**चील, कोयल, बटेर, मैना, गिलहरी, जोंक, तितली, छिपकली, मक्खी, मछली।**

આ સમુદાયવાચક નામો નર જાતિનાં છેઃ-

**समूह, झुण्ड, कुटुम्ब, संघ, दल, मंडल।**

આ સમુદાયવાચક નામો નારી જાતિનાં છેઃ

**भीड़, फौज, सभा, सरकार।**

**संतान** અને **सवारी** વ્યવહારમાં નારી જાતિ નામો છે.

**વાકયો**

| | |
|---|---|
| उल्लू दूसरे पक्षियों के डर के मारे दिन में बाहर नहीं निकलता। | ઘૂવડ બીજાં પક્ષીઓના ડરને લીધે દિવસે બહાર નીકળતું નથી. |
| कौआ काला होता है, कोयल भी काली होती है, परन्तु बोली से दोनों पहिचाने जाते हैं। | કાગડો કાળો હોય છે, કોયલ પણ કાળી હોય છે, પણ બોલીથી બન્ને ઓળખાય છે. |
| मैना की आवाज़ बड़ी सुरीली होती है। | મેનાનો અવાજ મધુર હોય છે. |
| मैना तोते से भिन्न जाति का पक्षी है। | મેના પોપટ કરતાં જુદી જાતનું પક્ષી છે. |
| चील दोपहरी के वक्त आसमान में मंडराया करती है। | સમડી મધ્યાહ્ને આકાશમાં ભમ્યા કરે છે. |
| बैलगाड़ी की सवारी से घोड़े की सवारी तेज और आराम देनेवाली होती है। | બળદગાડીના વાહન કરતાં ઘોડાનું વાહન ઝડપી અને આરામ આપનારું છે. |

| | |
|---|---|
| खानदान माबाप की संतान लायक होती है। | ખાનદાન માબાપનાં સંતાન લાયક હોય છે. |
| हमारी कांग्रेस सरकार ने शराब-बन्दी को आसान बना डाला है। | અમારી કોંગ્રેસ સરકારે મદ્યનિ-ષેધને સરલ બનાવી દીધું છે. |
| मक्खी भले बुरे हर तरह के पदार्थ पर बैठती है और बीमारी फैलाती है। | માખી સારા નરસા દરેક જાતના પદાર્થ પર બેસે છે અને રોગ ફેલાવે છે. |
| बड़े शहेरों के रास्तों पर दिनभर भीड़ रहती है। | મોટા શહેરોના રસ્તાઓ ઉપર આખો દિવસ ભીડ રહે છે. |
| सुलताना चांदबीबी ने बड़ी बहा-दूरी के साथ अकबर की फौज का सामना किया था। | સુલતાન ચાંદબીબીએ બહુ બહા-દૂરી સાથે અકબરની સેનાનો સામનો કર્યો હતો. |
| अखिल भारतवर्षीय महिला परि-षद् स्त्रियों की बेहतरी के लिये ठीक कोशीश कर रही है। | અખિલ ભારતવર્ષીય મહિલા પરિષદ્ સ્ત્રીઓના વિકાસ માટે ઠીકઠીક પ્રયત્ન કરે છે. |
| तुलसीदासजी की प्रसिद्ध पुस्तक का नाम 'रामचरित मानस' है। | તુલસીદાસજીના પ્રસિદ્ધ પુસ્તકનું નામ 'રામચરિત માનસ' છે. |
| हमारी आत्मा को 'रामचरित' पढ़ने से शांति मिलती है। | 'રામચરિત-માનસ' વાંચવાથી અમારા આત્માને શાંતિ મળે છે. |
| हमारी देह में नाक है तो छोटी सी, पर देह की खूबसूरती उसी से है। | અમારા દેહમાં નાક છે તો નાનું સરખું, પણ દેહની સુંદરતા તેને લીધે જ છે. |

## શબ્દો

**उल्लू**=ઘુવડ
**भेड़िया**=વરુ
**खटमल**=માકણ
**चील**=સમડી
**बटेर**=એક જાતનું પક્ષી
**गिलहरी**=ખિસકોલી
**छिपकली**=ગરોળી
**मक्खी**=માખી
**मकड़ी**=કરોળિયો
**झुण्ड**=ટોળું
**दोपहरी**=બપોર
**आवाज़**=અવાજ
**आसमान**=આકાશ
**मंडराना**=ભમવું
**आसान**=સરળ
**शराबबन्दी**=મદ્ય નિષેધ

## અભ્યાસ

(૧) (**अ**) કયા પ્રાણીઓનાં નામ સામાન્ય રીતે નરજાતિનાં ગણાય છે?

(**ब**) કયાં પ્રાણીઓનાં નામ સામાન્ય રીતે નારી જાતિનાં ગણાય છે?

(૨) નીચેના શબ્દો વાક્યોમાં વાપરો:—

**आवाज़, किताब, सवारी, मौसम, नाक, शरीर, देह, मक्खी, खटमल, मकड़ी।**

# तेरहवाँ पाठ

## જાતિ (૨)

હિન્દુસ્તાનીમાં નીચેના જુદાજુદા પ્રત્યયો જોડવાથી નરજાતિનાં નામોનું નારીજાતિ રૂપ થાય છે:—

પ્રત્યયો:— **ई, इया, इन, नी, आनी, आईन,**

**ई**–પ્રાણિવાચક નામોને સામાન્ય રીતે **ई** લગાડવામાં આવે છે:–

| | |
|---|---|
| लड़का | लड़की |
| बेटा | बेटी |
| काका | काकी |
| मामा | मामी |
| भानजा | भानजी |
| भतीजा | भतीजी |
| बकरा | बकरी |
| घोड़ा | घोड़ी |
| बंदर | बंदरी |
| हिरन | हिरनी |

**इन**–ધંધાદારી માણસોને સામાન્ય રીતે **इन** પ્રત્યય લગાડવાથી નારીજાતિ બને છે:–

| | |
|---|---|
| सुनार | सुनारिन |
| लुहार | लुहारिन |
| तेली | तेलिन |
| अहीर | अहीरिन |
| धोबी | धोबिन |
| कुंजडा | कुंजडिन |
| दर्ज़ी | दर्ज़िन |

**नी** પ્રત્યય જોડવાથી નારી જાતિ થાય છે:

| | |
|---|---|
| ऊंट | ऊंटनी |
| मोर | मोरनी |
| रीछ | रीछनी |
| बाघ | बाघनी–न |
| हाथी | हथिनी |
| सिंह | सिंहनी |
| शेर | शेरनी |

**आईन** પ્રત્યય જોડવાથી નારી જાતિ થાય છે:

| | |
|---|---|
| ठाकुर | ठकुराइन |
| बाबू | बबुआइन |
| लाला | ललाइन |
| बनिया | बनियाइन |
| पंडित | पंडिताइन |

**आनी** પ્રત્યય જોડવાથી નારી જાતિ થાય છે:

| | |
|---|---|
| देवर | देवरानी |
| जेठ | जेठानी |
| सेठ | सेठानी |
| मेहतर | मेहतरानी |

વાક્યો

| | |
|---|---|
| पिता के भाई की स्त्री को काकी कहते हैं। | પિતાના ભાઈની સ્ત્રીને કાકી કહે છે. |
| माता के भाई को मामा कहते हैं। | માતાના ભાઈને મામો કહે છે. |
| माता की माता को नानी कहते हैं। | માતાની માતાને નાની કહે છે. |

| | |
|---|---|
| माता की बहन को मौसी कहते हैं। | માતાની બ્હેનને માસી કહે છે. |
| पिता की बहन को बुआ कहते हैं। | પિતાની બ્હેનને ફઇ કહે છે. |
| भाई के लड़के को भतीजा कहते हैं। | ભાઇના છોકરાને ભત્રીજો કહે છે. |
| भाई की लड़की को भतीजी कहते हैं। | ભાઇની છોકરીને ભત્રીજી કહે છે. |
| बहन के लडके को भानजा कहते हैं। | બ્હેનના છોકરાને ભાણેજ કહે છે. |
| पत्नी के भाई को साला कहते हैं। | સ્ત્રીના ભાઇને સાળો કહે છે. |
| बहन के पति को बहनोई कहते हैं। | બ્હેનના પતિને બનેવી કહે છે. |
| पति की बहन को ननद कहते हैं। | પતિની બ્હેનને નણંદ કહે છે. |
| अहीर गायें रखता है; अहीरिन गायें दूहती है। | રબારી ગાયો રાખે છે; રબારણ ગાયો દુહે છે. |
| कुंजडा हरी तरकारी बेचता है। | કાછિયો લીલું શાક વેચે છે. |
| मोर के सिर पर कलगी होती है। | મોરને માથે કલગી હોય છે. |
| मोरनी के सिर पर कलगी नहीं होती। | ઢેલને માથે કલગી નથી હોતી. |
| सिंह के अयाल होती है। | સિંહને યાળ હોય છે. |
| शेरनी के अयाल नहीं होती। | સિંહણને યાળ નથી હોતી. |

## શબ્દો

| | |
|---|---|
| कुंजड़ा=કાછિયો | मौसी=માસી |
| शेर=સિંહ | बुआ=ફઈ |
| शेरनी=સિંહણ | भतीजा=ભત્રીજો |
| भानजा=ભાણેજ | भतीजी=ભત્રીજી |
| भानजी=ભાણેજ | अहीर=રબારી |
| ग्वाला=ગોવાળીઓ | मोरनी=ઢેલ |
| | बैल=બળદ |

## અભ્યાસ

(૧) ખાલી જગ્યામાં યોગ્ય શબ્દો મૂકો:—

बन्दर की मादा को ——— कहते हैं ।
मोर की मादा को ——— कहते हैं ।
हिरन की मादा को ——— कहते हैं ।
दर्जी की ओरत को ——— कहते है ।
भाई की पत्नी को ——— कहते हैं ।
भतीजे की बहन को ——— कहते हैं ।
माता के पिता को ——— कहते हैं ।
———की बहनको बुआ कहते हैं ।
———की पत्नी को मामी कहते हैं ।
———की बहन को साली कहते हैं ।

(૨) गाय વિશે ૧૦ વાક્યો લખો.

(૩) નીચે આપેલા શબ્દોની જાતિ બદલીને લખો:

देव, भाई, ननद, ग्वालिन, गाय,
तोता, धोबिन, बकरी, कुत्ता, पंडित ।

# चौदहवाँ पाठ

## બહુવચન

નર જાતિ आકારાન્ત નામોને બાદ કરતાં બાકીના બધા નરજાતિ નામોનો ( વિભક્તિ રહિત ) બહુવચન માં કાંઇ ફેરફાર થતો નથી; ક્રિયાપદ ઉપરથીજ બહુવચન સમજાય છે; જેમકે:—

| | |
|---|---|
| **बालक खेलता है ।** | બાળક રમે છે. |
| **बालक खेलते हैं ।** | બાળકો રમે છે. |
| **मुनि तप करता है ।** | મુનિ તપ કરે છે. |
| **मुनि तप करते हैं ।** | મુનિઓ તપ કરે છે. |
| **साधु भीख मांगता है ।** | સાધુ ભીખ માગે છે. |
| **साधु भीख मांगते हैं ।** | સાધુઓ ભીખ માગે છે. |

आકારાન્ત નરજાતિ નામોનું ( વિભક્તિ રહિત ) બહુવચન आનો ए કરવાથી થાય છે; જેમકે:—

| | |
|---|---|
| **लड़का किताब पढ़ता है ।** | છોકરો ચોપડી વાંચે છે. |
| **लड़के किताब पढ़ते हैं ।** | છોકરા ચોપડી વાંચે છે. |
| **घोड़ा दौड़ता है ।** | ઘોડો દોડે છે. |
| **घोड़े दौड़ते हैं ।** | ઘોડા દોડે છે. |

નારી જાતિમાં अ ई અને याકારાન્ત નામોને બાદ કરતાં બધા નામોનું ( વિભક્તિ રહિત ) બહુવચન નામને एं લગાડવાથી થાય છે; જેમકે:—

| | |
|---|---|
| **यह फूलों की माला है ।** | આ ફૂલની માળા છે. |
| **ये फूलों की मालाएँ हैं ।** | આ ફૂલની માળાઓ છે. |
| **ये भले घरकी बहुएं हैं ।** | આ સારા ઘરની વહુઓ છે. |

આ નારિજાતિના બહુવચનનો एं अકારાન્ત નામોમાં ભળી જાય છે; જેમકે:—

**ये बातें मुझे अच्छी लगीं।** આ વાતો મને સારી લાગી.

નારી જાતિ **ई**, **आ**કારાન્ત નામોનું (વિભક્તિ રહિત) બહુ-વચન નામને **यां** લગાડવાથી થાય છે અને દીર્ઘ **ई** હ્સ્વ થાય છે; જેમકે:—

**नदी पर्वत से निकलती है।** નદી પર્વતમાંથી નીકળે છે.

**नदियां समुद्र में गिरती हैं।** નદીઓ સમુદ્રમાં પડે છે.

નારી જાતિ **या**કારાન્ત નામોનું (વિભક્તિ રહિત) બહુવચન **या** ની ઉપર અનુસ્વાર મૂકવાથી થાય છે; જેમકે:—

**बुढिया चरखा कातती है।** ડોસી રેંટિયો કાંતે છે.

**बुढियां चरखा कातती हैं।** ડોસીઓ રેંટિઓ કાંતે છે.

નીચે આપેલાં **आ**કારાન્ત નર જાતિ નામો બન્ને વચનમાં સરખાં રહે છે:

**काका, मामा, पिता, जामाता, लाला, राजा,**
**युवा, आत्मा, देवता, नेता, योद्धा।**

નીચે આપેલાં **आ**કારાન્ત નર જાતિ નામોમાં વિકલ્પ છે અર્થાત્ સમાન રૂપે રહે છે; અથવા **आ** નો **ए** થાય છે:-

**बापदादा** **बापदादे** (બાપદાદાઓ)
**मुखिया** **मुखिये** (મુખીઓ)
**अगुआ** **अगुए** (આગેવાનો)
**पुरखा** **पुरखे** (વડવા)

**વાક્યો**

| | |
|---|---|
| चेतक प्रताप का स्वामिभक्त घोड़ा था। | ચેતક પ્રતાપનો સ્વામિભક્ત ઘોડો હતો. |
| अरबस्तान के घोड़े दुनियामें मशहूर हैं। | અરબસ્તાનના ઘોડા દુનિયામાં પ્રખ્યાત છે. |

| | |
|---|---|
| **गधा** दिनभर बोझ ढोता रहता है। | ગધેડો આખો દિવસ બોજો ઢસડે છે. |
| चीन में **गधे** सवारी के काम में आते हैं। | ચીનનાં ગધેડાં સવારીના કામમાં આવે છે. |
| **कुत्ता** नमक हलाल जानवर है। | કૂતરો નિમકહલાલ પ્રાણી છે. |
| हमारे यहां **कुत्ते** नहीं पाले जाते। | અમારે ત્યાં કૂતરાં પળાતાં નથી. |
| बेनजामिन फ्रेंकलिन होनहार **लड़का** था। | બેનઝામિન ફ્રેંકલિન આશાસ્પદ છોકરો હતો. |
| ये **लड़के** मंजे हुए खिलाड़ी हैं। | આ હોશિયાર ખેલાડીઓ છે. |
| पांडव पांच **भाई** थे। | પાંડવ પાંચ ભાઈ હતા. |
| **मुनि** की वाणी सफल हुई। | મુનિની વાણી સફળ થઈ. |
| पुराने ज़माने में **मुनि** तपश्चर्या करते थे। | જૂના વખતમાં મુનિઓ તપશ્ચર્યા કરતા હતા. |
| सच्चा **साधु** घर घर भीख नहीं मांगता। | સાચો સાધુ ઘેર ઘેર ભીખ માગતો નથી. |
| आजकल भारत में **साधु** अक्सर भीख मांगते फिरते हैं। | આજકાલ હિન્દુસ્તાનના સાધુઓ ઘણું કરીને ભીખ માંગતા ફરે છે. |
| कालीदास एक महान **कवि** था। | કાલિદાસ એક મોટો કવિ હતો. |
| **किसान** हमारा अन्नदाता है। | ખેડૂત આપણો અન્નદાતા છે. |
| हिन्दुस्तानके **किसान** गरीब हैं। | હિન્દુસ્તાનના ખેડૂતો ગરીબ છે. |
| जवाहरलालजी के **पुरखे** पहले काश्मीर में रहते थे। | જવાહરલાલજીના વડવા પહેલાં કાશ્મીરમાં રહેતા હતા. |

| | |
|---|---|
| हमारे **बापदादे** गुजरात से राजस्थान गये थे । | અમારા બાપદાદા ગુજરાતથી રાજસ્થાન ગયા હતા. |
| हमारे **बापदादा** वचन के **पक्के** थे | અમારા બાપદાદા વચનના સાચા હતા. |
| दक्खिन की **नदियां** पूर्व पच्छिम बहती हैं । | દક્ષિણની નદીઓ પૂર્વ પશ્ચિમ વહે છે. |
| उत्तर भारत की **नदियां** हिमालय से निकलती हैं । | ઉત્તરહિન્દની નદીઓ હિમાલયમાંથી નીકળે છે. |
| मिसिसिपी मसूरी दुनियां में बड़ी नदी है । | મિસિસિપી મસૂરી દુનિયામાં મોટી નદી છે. |
| अब हमें हमारी **रूढियां** बदलनी चाहिये । | હવે અમારે અમારી રૂઢિઓ બદલવી જોઈએ. |
| आइझेक न्यूटन ने दो **बिल्लियां** पाली थीं । | આઈઝેક ન્યૂટને બે બિલાડીઓ પાળી હતી. |
| बागमें **चिढियाँ** चहचहा रही हैं । | બાગમાં પક્ષીઓ કલબલ કરી રહ્યાં છે. |
| पानी में **मछलियाँ** तैर रही हैं । | પાણીમાં માછલીઓ તરી રહી છે. |

## શબ્દો

**होनहार**=આશાસ્પદ **ढोना**=બોજ લઈ જવો
**मंजे हुए**=હોશિયાર **तैरना**=તરવું
**अक्सर**=ઘણુંકરી **चहचहाना**=પક્ષીઓનો કલરવ થવો તે

## અભ્યાસ

(૧) યોગ્ય શબ્દો મૂકોઃ—

**तालाब में —— तैर रही हैं ।**
**—— चरखा कात रही हैं ।**

नदियां समुद्र में —— ।
प्रेमानंद गुजरात के —— —— ।
तुलसीदास ने —— लिखी —— ।
बाग में —— महकते —— ।
ये फूलों की —— हैं ।

(૨) **नदी** વિશે ૫-૭ વાક્યો લખો.

(૩) નીચે આપેલા શબ્દોનું એકવચન હોય તો બહુવચન કરો અને બહુવચન હોય તો એકવચન કરો;

भाई, कवि, काका, बहू,
दासी, कठिनाई, राजपुत,
शाला, बात, काम, माली
राजा, नेता, घोड़ा, लड़का।



# पंद्रहवाँ पाठ

## વિશેષણ

આકારાન્ત સિવાયનાં બધાં વિશેષણો અવિકારી છે; તેમાં કાંઈ ફેરફાર થતો નથી; જેમકે:—

**यह लाल टोपी मेरी है।** આ રાતી ટોપી મારી છે.

**वह लाल कुर्त्ता तेरा है?** તે રાતું પહેરણ તારું છે.

**वह सफेद गाय मोहन की है।** તે ધોળી ગાય મોહનની છે.

**यह सफेद बैल कानजी का है।** તે ધોળો બળદ કાનજીનો છે.

આકારાન્ત વિશેષણો વિશેષ્યની જાતિ વચન અને કારક પ્રમાણે બદલાય છે. નર જાતિ બહુવચનમાં **आ** નો **ए** થાય છે અને નારી જાતિનો બન્ને વચનમાં **ई** થાય છે; જેમકે:—

| | | |
|---|---|---|
| **अच्छा लड़का** | **अच्छे लड़के** | **अच्छी लड़की** |
| સારો છોકરો | સારા છોકરા | સારી છોકરી |
| **दूधमुंहा बच्चा** | **दूधमुंहे बच्चे** | **दूधमुंही बच्ची** |
| નાનું બાળક | નાનાં બાળકો | નાની બાળિકા |

આકારાન્ત વિશેષણ પછી વિભક્તિ-પ્રત્યય સહિત નામ આવે તો પણ **आ** નો **ए** થાય છે; જેમકે:—

**बड़े घरमें**

વિશેષણ ઉદ્દેશ્યની પહેલાં આવે છે અને વિધેય પક્ષમાં પણ આવે છે; જેમકે:—

**यह बड़ा मकान है।** આ મોટું ઘર છે.

**यह मकान बड़ा है।** આ ઘર મોટું છે.

સંબંધ કારક સામાન્ય રીતે ગુણવાચક વિશેષણ તરીકે વપરાય છે; જેમકે:—

| | |
|---|---|
| **मोहन का खिलौना** | **मोहन की किताब** |
| મોહનનું રમકડું | મોહનની ચોપડી |
| **मोहन के खिलौने** | **मोहन के घरमें** |
| મોહનનાં રમકડાં | મોહનના ઘરમાં |

## વાકયો

| | |
|---|---|
| अच्छा लड़का कभी झूठ नहीं बोलता। | સારો છોકરો કદી જૂઠું બોલતો નથી. |
| हरे हरे खेतों को देखकर उस का जी खुश हो गया। | લીલાંછમ ખેતરો જોઇને તેનું મન ખુશ થઇ ગયું. |
| बड़े आदमी वे ही हैं जो उदार हैं। | મોટા માણસો તે જ છે કે જેઓ ઉદાર છે. |
| भले आदमियों की बातें सब कोई मानते हैं। | સારા માણસોની વાતો બધા માને છે. |
| सोहन के सिर पर खादी की सफेद टोपी है। | સોહનના માથા ઉપર ખાદીની ધોળી ટોપી છે. |
| सेगांव एक छोटा सा गांव है। | સેગાંવ એક નાનું સરખું ગામ છે. |
| यह लड़का मोटा ताजा है। | આ છોકરો હૃષ્ટપુષ્ટ છે. |
| वह अंधा रास्ता टटोल रहा है। | આ આંધળો રસ્તો શોધે છે. |
| बम्बई की सड़कें चौड़ी होती हैं। | મુંબઈની સડકો પહોળી હોય છે. |
| क्विनाइन स्वाद से कड़ुई होती है। | ક્વિનાઈન સ્વાદમાં કડવું હોય છે. |
| नयी देहली के मकान आली-शान हैं। | નવી દિલ્હીનાં મકાનો ભવ્ય છે. |

| | |
|---|---|
| वहां बहुत आदमी जमा हुए थे। | ત્યાં ઘણાં માણસો એકઠાં થયાં હતાં. |
| सरहद प्रान्त के लाल कुर्तेवालों को खुदायी खिदमतगार कहते हैं। | સરહદ પ્રાન્તના રાતા ખમીશવાળાઓને ખુદાઈ ખિદમતગાર કહે છે. |
| बड़े घर की बेटियाँ समझदार होती हैं। | મોટા ઘરની દીકરીઓ સમજુ હોય છે. |
| अकालियों के साफे काले पीले या सफेद होते हैं। | અકાલીઓના ફેંટા કાળા પીળા અથવા સફેદ હોય છે. |
| उनके केश लम्बे होते हैं। | તેમના વાળ લાંબા હોય છે. |
| शराब पीना बहुत बुरी बात है। | દારૂ પીવો ઘણી ખરાબ વાત છે. |
| महासभा के तीस लाख सभ्य हैं। | મહાસભાના ત્રીશ લાખ સભ્યો છે. |
| उनके पास सिर्फ दस रुपये हैं। | તેમની પાસે માત્ર દશ રૂપિયા છે. |
| मैं उनसे सिर्फ पांच रुपये मांगता था। | હું તેમની પાસે માત્ર પાંચ રૂપિયા માંગતો હતો. |
| मुझे आज उनकी दो चिट्ठियाँ मिलीं। | મને આજે તેમના બે પત્રો મળ્યા. |

## શબ્દો

૧ **हरे हरे**=લીલાંછમ
૨ **मोटा ताजा**=હૃષ્ટપુષ્ટ
૩ **बुरा**=ખરાબ
૪ **मोटा**=જાડો
૫ **चौड़ी**=પહોળી
૬ **महीन**=બારીક, ઝીણું
૭ **आलीशान**=ભવ્ય
૮ **दुधार**=દૂધ દેનાર
૯ **साफा**=માથે બાંધવાનું વસ્ત્ર
૧૦ **चिट्ठियाँ**=પત્રો

| | |
|---|---|
| ૧૧ **सिर्फ**=કેવળ | ૧૪ **जो**=જે |
| ૧૨ **जमा होना**=ભેગા થવું | ૧૫ **-के पास**=ની પાસે |
| ૧૩ **टटोलना**=શોધવું | ૧૬ **सुनहली**=સોનેરી |

**અભ્યાસ**

(૧) યોગ્ય શબ્દ મૂકો:—

**उनके बाल —— होते हैं।**

**लड़कियां —— सूत कांतती है।**

**शरीर का —— होना तन्दुरस्तीका चिह्न नहीं है।**

**बाग में —— फूल खिले हैं।**

**उनकी —— बातें सबको अच्छी लगती हैं।**

**वह —— काम करता है।**

**हिसार प्रान्त की गायें —— होती हैं।**

**कच्छ के घोड़े —— हैं।**

**पेड़ की टहनियों पर —— किरणें चमक रही है।**

(૨) વાક્યમાં વાપરો:—

**लम्बा, हरा, चौड़ी, भली, पांच, तंग,**

**सस्ता, महीन, आज़ाद, मोटा।**

(૩) **दूध** વિષે ૮ વાક્ય લખો.

# सोलहवाँ पाठ

## વિશેષણની તુલના

વિશેષણની ત્રણ અવસ્થા હોય છે: મૂલાવસ્થા, ઉત્તરાવસ્થા અને ઉત્તમાવસ્થા. સરખામણી કરવામાં વિશેષણમાં કાંઇ ફેરફાર થતો નથી.

જ્યારે કોઇ બે વસ્તુઓના ગુણદોષોની સરખામણી કરવી હોય ત્યારે જેની જોડે સરખામણી કરવામાં આવે તેને અપાદાન કારકની વિભક્તિ **से** લગાડવામાં આવે છે અને જે વસ્તુની સરખામણી કરવાની હોય તેને ગુણવાચક વિશેષણ જોડે મૂકવામાં આવે છે: જેમકે:—

**मोहन से सोहन उम्र में बड़ा है।** મોહન કરતાં સોહન ઉંમરમાં મોટો છે.

**वह मुझसे ज्यादा ताकतवर है।** તે મારાથી વધારે શક્તિશાળી છે.

**मारनेवाले से बचानेवाला बड़ा है।** મારનાર કરતાં બચાવનાર મોટો છે.

અપાદાન કારકના **से** ને બદલે નામની સાથે **"की अपेक्षा"** અથવા **"के बनिस्बत"** નો પણ ઉપયોગ કરવામાં આવે છે; જેમકે:—

**काश्मीर अन्य प्रान्तों की अपेक्षा अधिक सुन्दर है।**

કાશ્મીર બીજા પ્રાન્તો કરતાં વધારે સુન્દર છે.

**गुजरात दूसरे प्रान्तों की अपेक्षा अधिक संपन्न प्रान्त है।**

ગુજરાત બીજા પ્રાન્તો કરતાં વધારે માલદાર પ્રાન્ત છે.

**भारत की दूसरी प्रान्तीय भाषाओं के बनिस्बत हिन्दुस्तानी आसान है।** ભારતની બીજી પ્રાન્તીય ભાષાઓ કરતાં હિન્દુસ્તાની સરળ છે.

વિશેષતાના અર્થમાં **"बढ़कर"** પૂર્વકાલિક કૃદંત અથવા **कहीं** ક્રિયાવિશેષણ પણ આવે છે:

**भारत में आज महात्माजी से बढ़कर और कौन महान पुरुष है?**

મહાત્માજીથી વધીને આજે હિન્દમાં કોણ મહાન પુરુષ છે?

**जवाहरलालजी से बढ़कर कौन त्यागी है?** જવાહરલાલજીથી વધીને કોણ ત્યાગી છે?

**युरूपवाले हमसे कहीं सुखी हैं।** યુરોપવાળા અમારાથી ક્યાંયે સુખી છે.

**जापानवाले चीनवालों से कहीं मेहनती हैं।** જાપાનીઓ ચીનાઓ કરતાં વધારે મહેનતુ છે.

સર્વોત્તમતા દર્શાવવા વિશેષણની પહેલાં **'सबसे'** મૂકવામાં આવે છે. અને ઉપમાનને સાતમી વિભક્તિમાં મૂકવામાં આવે છે; જેમકેઃ—

**हमारे दर्जे में यह सबसे होशियार लड़का है।**

અમારા વર્ગમાં આ સૌથી હોશિયાર છોકરો છે.

**महाभारत-काल के तमाम पुरुषों में कृष्ण सबसे श्रेष्ठ पुरुष थे।**

મહાભારત યુગના બધા પુરુષોમાં કૃષ્ણ સૌથી શ્રેષ્ઠ પુરુષ હતા.

સર્વોત્તમતા દર્શાવવા વિશેષણની દ્વિરુક્તિ પણ કરવામાં આવે છે; જેમકેઃ—

**वहाँ बड़े बड़े आदमी जमा हुए थे।** ત્યાં મોટા પુરુષો એકઠા થયા હતા.

**राष्ट्रपति का जुलूस बड़े बड़े हाथियों से सोहता था।**

રાષ્ટ્રપતિનું સરઘસ મોટા હાથીઓથી શોભતું હતું.

ક્યારેક બે વાર વપરાયેલાં વિશેષણોની વચ્ચે **से** મૂકવામાં આવે છે; જેમકેઃ—

**इस नगर में अच्छे से अच्छे विद्वान हैं।**

આ નગરમાં સારામાં સારા વિદ્વાનો છે.

**इस शहर के अच्छे से अच्छे स्थल मैंने देखे हैं।**

આ શહેરનાં સારામાં સારાં સ્થળો મેં જોયાં છે.

સંસ્કૃત પ્રત્યયો **तर** અને **तम** નો પણ ઉપયોગ કરવામાં આવે છે; જેમકેઃ—

**किसी को धोखा देना घोरतर पाप है।** કોઈને દગો દેવો ભારે ઘોર પાપ છે.

**जिस देश का आदर्श उच्चत्तम होता है वह कभी गिरता नहीं।** જે દેશનો આદર્શ ઊંચામાં ઊંચો હોય છે તે દેશની કદી અધોગતિ થતી નથી.

| | |
|---|---|
| यह मकान उस मकान से बड़ा है। | આ મકાન તે મકાનથી મોટું છે. |
| ब्रह्मपुत्र गङ्गा से बड़ा नद है। | બ્રહ્મપુત્રા ગંગા કરતાં મોટી છે. |
| मालवीयजी महात्माजी से उम्र में बड़े हैं। | માલવિયાજી ઉમરમાં ગાંધીજી કરતાં મોટા છે. |
| राजेन्द्रबाबू वल्लभभाई से उम्र में छोटे हैं। | રાજેન્દ્રબાબુ વલ્લભભાઈ કરતાં ઉમરમાં નાના છે. |
| बरगद का पत्ता पीपल के पत्ते से बड़ा होता है। | વડલાનું પાન પીપળાના પાન કરતાં મોટું છે. |
| सिंह कद में सिंहनी से बड़ा होता है। | સિંહ કદમાં સિંહણ કરતાં મોટો હોય છે. |
| मोर के पर मोरनी के परों से बड़े और सुहावने होते हैं। | મોરની પાંખો ઢેલ કરતાં મોટી અને સુંદર હોય છે. |
| गाय का दूध भैंस के दूध से पतला होता है। | ગાયનું દૂધ ભેંસના દૂધ કરતાં પાતળું હોય છે. |
| गाय का दूध हज़म होने में भैंस के दूध की अपेक्षा हल्का होता है। | ગાયનું દૂધ પચવામાં ભેંસના દૂધ કરતાં હલકું હોય છે. |

| | |
|---|---|
| हिमालय दुनिया में सब से ऊंचा पहाड़ है। | હિમાલય દુનિયામાં સૌથી ઊંચો પહાડ છે. |
| मिसिसिपी मसूरी दुनिया में सब से लम्बी नदी है। | મિસિસિપી મસૂરી દુનિયામાં સૌથી લાંબી નદી છે. |
| ग्राम्योद्योग में चरखे का स्थान सबसे पहला है। | ગ્રામોદ્યોગમાં રેંટિયાનું સ્થાન સૌથી પહેલું છે. |
| हिन्दी में तुलसीदासजी का स्थान सब से ऊपर है। | હિન્દીમાં તુલસીદાસજીનું સ્થાન સૌથી ઉપર છે. |
| शुतुरमूर्ग सबसे तेज़ दौड़ने-वाला पशु है। | શાહમૃગ સૌથી ઝડપી પશુ છે. |
| हाथी सबसे बड़े डीलडौलवाला जानवर है। | હાથી સૌથી ભારે શરીરવાળું પ્રાણી છે. |
| हाथी की आंखें परिमाण में सबसे छोटी होती हैं। | હાથીની આંખો પ્રમાણમાં સૌથી નાની છે. |
| ज़िराफ़ सब से ऊंचा जानवर है। | જિરાફ સૌથી ઊંચું પ્રાણી છે. |
| किसानों से बढ़कर जनसमाज की सेवा दूसरा कोई नहीं करता। | ખેડૂતોથી વધીને જનસમાજની સેવા બીજું કોઈ કરતું નથી. |
| भारत के किसानों से अमेरिका के मजदूरों की हालत कहीं अच्छी है। | હિન્દના ખેડૂતો કરતાં અમેરિ-કાના મજૂરોની સ્થિતિ ક્યાંયે સારી છે. |
| उर्दू लिपि के बनिस्बत नागरी लिपि सरल और आसान है। | ઉર્દુ લિપિ કરતાં નાગરી લિપિ સુગમ અને સહેલી છે. |

## શબ્દો

उम्र=ઉંમર

ताकतवर=જોરાવર

मारनेवाला=મારનાર

बचानेवाला=બચાવનાર

-की अपेक्षा=ના કરતાં

संपन्न=પૈસાદાર

बरगद=વડલો

पीलल=પીંપળો

पर=પાંખ

पतला=પાતળું

हज़म होना=પચવું

-के बनिस्बत=ના કરતાં

बढ़कर=વધીને

दर्जा=વર્ગ

जमा होना=એકઠા થવું

सोहना=શોભવું

धोखा देना=છેતરવું

आसान=સહેલી

## અભ્યાસ

( ૧ ) યોગ્ય શબ્દ મૂકો:—

बलराम कृष्ण से उम्र में —— थे।

पांडवों में युधिष्ठिर —— बड़े थे।

कौरवों में दुर्योधन —— बड़ा था।

ऊंट घोड़े से —— होता है।

कलकत्ता बम्बई से —— है।

नर्मदा साबरमती से —— है।

चीन दुनियामें —— ज्यादे बस्तीवाला देश है।

सिंध में —— कम बारिश होती है।

( ૨ ) નીચેના શબ્દો વાક્યોમાં વાપરો:—

आसान, बढ़िया, उम्दा, महीन,

मेंहगा, -के बनिस्बत, खूबसूरत

———

# सत्रहवाँ पाठ

## નિશ્ચિત સંખ્યાવાચક વિશેષણ

નિશ્ચિત સંખ્યાવાચક વિશેષણના પાંચ ભેદ છેઃ—

(૧) ગણનાવાચક (૨) ક્રમવાચક
(૩) આવૃત્તિવાચક (૪) સમુદાયવાચક
(૫) પ્રત્યેકબોધક

ગણનાવાચક વિશેષણના બે ઉપભેદ છેઃ-

(અ) પૂર્ણાંકબોધક (બ) અપૂર્ણાંકબોધક

પૂર્ણાંકબોધક વિશેષણ બે રીતે લખાય છેઃ-

(૧) શબ્દોમાં અને (૨) આંકડાઓમાં

મોટી મોટી સંખ્યાઓ આંકડાઓમાં લખાય છે, પણ નાની સંખ્યાઓ શબ્દોમાં લખાય છે. અનિશ્ચિત મોટી સંખ્યાઓ પણ શબ્દોમાં લખાય છે. તિથિ, સંવત્ અને સન અંકોમાં જ લખાય છે.

અહીં ગણનાવાચક પૂર્ણાંકબોધક વિશેષણો આપીએ છીએઃ-

| | | | |
|---|---|---|---|
| एक | ग्यारह | इक्कीस | इकतीस |
| दो | बारह | बाईस | बत्तीस |
| तीन | तेरह | तेईस | तैंतीस |
| चार | चौदह | चौबीस | चौंतीस |
| पाँच | पंद्रह | पच्चीस | पैंतीस |
| छः | सोलह | छब्बीस | छत्तीस |
| सात | सत्रह | सताईस | सैंतीस |
| आठ | अठारह | अट्ठाईस | अडतीस |
| नौ | उन्नीस | उन्तीस | उन्तालीस |
| दस | बीस | तीस | चालीस |

| | | | |
|---|---|---|---|
| **इकतालीस** | **छप्पन** | **इकहत्तर** | **छियासी** |
| **बयालीस** | **सत्तावन** | **बहत्तर** | **सतासी** |
| **तेंतालीस** | **अट्ठावन** | **तिहत्तर** | **अठासी** |
| **चौंवालीस** | **उनसाठ** | **चौहत्तर** | **नवासी** |
| **पैंतालीस** | **साठ** | **पचहत्तर** | **नब्बे** |
| **छियालीस** | **इकसठ** | **छिहत्तर** | **इक्यानवे** |
| **सैंतालीस** | **बासठ** | **सतहत्तर** | **बानवे** |
| **अड़तालीस** | **तिरसठ** | **अठहत्तर** | **तिरानवे** |
| **उनचास** | **चौंसठ** | **उनासी** | **चौरानवे** |
| **पचास** | **पैंसठ** | **अस्सी** | **पंचानवे** |
| **इक्यावन** | **छियासठ** | **इक्यासी** | **छियानवे** |
| **बावन** | **सड़सठ** | **बयासी** | **सत्तानवे** |
| **तिरपन** | **अड़सठ** | **तिरासी** | **अट्ठानवे** |
| **चौवन** | **उनहत्तर** | **चौरासी** | **निन्नानवे** |
| **पचपन** | **सत्तर** | **पचासी** | **सौ** |

સો પછીની સંખ્યા માટે **हज़ार, लाख, करोड़,** વગેરે શબ્દો છે. અપૂર્ણાંકબોધક વિશેષણોનાં નામ નીચે પ્રમાણે છે:

| | |
|---|---|
| **पाव** | **आधा** |
| **पौण** | **सवा** |
| **डेढ़** | **पौने दो** |
| **ढाई** | **साढ़ेतीन** |

પછી આગળ આપણે **सवा तीन, साढ़े चार, पौने सात** વગેરે આવશ્યકતા પ્રમાણે કહી શકીએ છીએ.

આજ પ્રમાણે **सौ, हज़ार, लाख** વગેરેને પણ આ અપૂર્ણાંકબોધક શબ્દો જરૂરત પ્રમાણે પહેલાં જોડવામાં આવે છે; જેમકે:—

**ढ़ाई सौ, साढ़े पाँच सौ, पौने चार हज़ार,** વગેરે

આ અપૂર્ણાંકબોધક શબ્દો તોલ અને માપની પૂર્વે પણ આવે છે; જેમકેઃ—

**डेढ़ सेर, पौने दो गज़**

## ક્રમવાચક વિશેષણ

| | |
|---|---|
| **पहला** | **तीसरा** |
| **दूसरा** | **चौथा** |

આ પછીની સંખ્યાને **वाँ** લગાડવાથી ક્રમવાચક વિશેષણો બને છે; જેમકેઃ—

| | |
|---|---|
| **पांचवाँ** | **आठवाँ** |
| **छठा (छठवाँ)** | **नौवाँ** |
| **सातवाँ** | **दसवाँ** |

## આવૃત્તિવાચક વિશેષણ

સંખ્યાવાચક શબ્દને **'गुना'** શબ્દ લગાડવાથી આવૃત્તિવાચક વિશેષણ બને છે; જેમકેઃ—

| | |
|---|---|
| **दुगुना** | **छगुना** |
| **तिगुना** | **सतगुना** |
| **चौगुना** | **अठगुना** |
| **पचगुना** | **नौगुना** |
| | **दसगुना सौगुना** |

એવડું, તેવડું, ચોવડું વગેરે માટે **'हरा'** શબ્દ જોડવામાં આવે છે; જેમકેઃ—

**इकहरा, दुहरा, तिहरा** વગેરે

## સમુદાયવાચક વિશેષણ

પૂર્ણાંકબોધક વિશેષણોને **ओं** લગાડવાથી સમુદાયવાચક વિશેષણ બને છે; જેમકેઃ—

**दोनों, चारों, दसों, सोलहों** વગેરે

## પ્રત્યેકબોધક વિશેષણ

પ્રત્યેકબોધક વિશેષણની પહેલાં **हर, प्रति, फ़ी** શબ્દોમાંથી કોઈપણ એક શબ્દ મૂકવામાં આવે છે; જેમકેઃ—

**हर घड़ी, प्रतिदिन, फ़ी आसामी**

### વાક્યો

| | |
|---|---|
| उस वक्त मेरे पास सात किताबें थीं। | તે વખતે મારી પાસે સાત ચોપડીઓ હતી. |
| डांडी कूच के अवसर पर महात्माजी के साथ अठहत्तर सत्याग्रही वीर थे। | ડાંડી કૂચ વખતે મહાત્માજીની સાથે અઠ્યોતેર સત્યાગ્રહી વીર હતા. |
| हैदरअली के अस्तबलमें करीब दस हज़ार घोड़े थे। | હૈદરઅલીના તબેલામાં લગભગ દસ હજાર ઘોડા હતા. |
| अेक पखवारे में पंद्रह तिथियाँ होती हैं। | એક પખવાડિયામાં પંદર તિથિઓ હોય છે. |
| बारह महीनों का वर्ष होता है। | બાર મહિનાનું વર્ષ થાય છે. |
| सात दिन का सप्ताह—(हफ्ता) होता है। | સાત દિવસનું અઠવાડિયું થાય છે. |
| सुनते हैं कि रावण के दस सिर और बीस हाथ थे। | કહેવાય છે કે રાવણને દસ માથા અને વીસ હાથ હતા. |
| हमारी धोती साढ़े चार गज़ लम्बी होती है। | આપણું ધોતિયું ૪॥ વાર લાંબુ હોય છે. |
| मैं आज बाजारसे सवा छः गज खादी मोल लाया। | હું આજે બજારેથી સવા છ વાર ખાદી વેચાતી લાવ્યો. |

| | |
|---|---|
| आजकल बैंकें फीसदी २) सूद देती हैं। | આજકાલ બેંકો સેંકડે ૨ રૂ વ્યાજ આપે છે. |
| महासभा का सालाना चंदा फी आदमी चार आने है। | મહાસભાનું વાર્ષિક લવાજમ ચાર આના છે. |
| हमें हरघड़ी अपनी आत्मा का खयाल रखना चाहिये। | આપણે દરેક પળે પોતાના આત્માનું ધ્યાન રાખવું જોઈએ. |
| हमें प्रतिदिन बराबर कातना चाहिये। | આપણે દરરોજ નિયમિત કાંતવું જોઈએ. |
| हमारे लिये आध सेर आटा काफ़ी है। | આપણા માટે અડધોશેર (પાકા તોલા) લોટ પૂરતો છે. |
| हमारे भोजन में कम से कम पाव भर दूध तो होना ही चाहिये। | આપણા ભોજનમાં ઓછામાં ઓછું પાશેર (પાકા તોલા) દૂધ તો હોવું જોઈએ. |
| दुनिया में सेर के माथे सवा सेर होता ही है। | દુનિયામાં શેરને માથે સવાશેર હોય છે. |
| आजकल रुपये का तीन पाव घी बिकता है। | આજકાલ રૂપિયાનું ત્રણ પાશેર (પાકા તોલા) ઘી વેચાય છે. |
| हमारे मदरसे में ६॥) साढ़े छः रुपये माहवार फीस ली जाती है। | અમારી નિશાળમાં રૂ. ૬॥ મહિને ફી લેવાય છે. |
| साढ़े तीनके दुगुने सात होते हैं। | સાડા ત્રણના બમણા સાત થાય છે. |
| पाँच के आधे ढाई होते हैं। | પાંચના અર્ધા અઢી થાય છે. |
| कौरव सौ भाई थे। | કૌરવો સો ભાઈ હતા. |

| | |
|---|---|
| आदमी के दो हाथ होते हैं। | માણસને બે હાથ હોય છે. |
| आदमी के सब मिलाकर बीस अंगुलियाँ होती हैं। | માણસને બધી મળી વીસ આંગળીઓ હોય છે. |
| अकबर का जन्म सन १५४२ में हुआ था। | અકબરનો જન્મ સને ૧૫૪૨માં થયો હતો. |
| शिवाजी की मृत्यु सन १६८० में हुई। | શિવાજીનું મૃત્યુ સને ૧૬૮૦માં થયું. |
| आज आषाढ़ सुदि एकादशी है। | આજે આષાઢ સુદિ એકાદશી છે. |
| पारसाल हरिद्वार का मेला लगा था। | પોર હરદ્વારનો મેળો ભરાયો હતો. |
| हमारे यहां अहमदाबाद में हर शुक्रवार को मेला लगता है। | અમારે ત્યાં અમદાવાદમાં દર શુક્રવારે મેળો ભરાય છે. |
| आपकी बात सोलहों आने सच्ची है। | આપની વાત તદ્દન સાચી છે. |

## શબ્દો.

| | |
|---|---|
| **डेढ़**=દોઢ | **चौगुना**=ચારગણું |
| **पौन**=પોણા | **दुहरा**=બેવડું |
| **पाव**=પા | **तिहरा**=ત્રેવડું |
| **ढाई**=અઢી | **हर**=દર |
| **साढ़े**=સાડા | **पखवारा**=પખવાડિયું |
| **पहला**=પહેલો | **धोती**=ધોતિયું |
| **दूसरा**=બીજો | **फीसदी**=દર સેંકડે |
| **तीसरा**=ત્રીજો | **सालाना**=વાર્ષિક |

| | |
|---|---|
| चौथा=ચોથો | चंदा=લવાજમ |
| पांचवाँ=પાંચમો | बिकना=વેચાવું |
| पारसाल=ગયે વર્ષે | मेला=મેળો |
| दुगुना=બમણું | लगना=મેળો ભરાવો તે |
| तिगुना=ત્રગણું | मीज़ान=સરવાળો |

## અભ્યાસ

(૧) નીચેના પ્રશ્નોના જવાબ સરલ હિન્દીમાં લખો:—

गाय के कितने पैर होते हैं?

आदमी के मुंह में कितने दांत होते हैं?

पैंतीस और बीस की मिज़ान क्या होगी?

उनचास में से चौदह निकाल लेने पर क्या बच रहेंगे?

तेईस के आधे कितने होंगे?

पौने चार के दुगुने कितने होंगे?

रामचन्द्र के कितने भाई थे?

अभी क्या बजा है?

आपका मदरसा कै बजे खुलता है?

(२) नीचे लिखे शब्दों का वाक्यों में प्रयोग कीजिये-

ढाई, पाव, दुहरा, सवा सौ, साढ़े सात, साढ़े चार हज़ार, पौने तीन सौ, एक सौ अठहत्तर।

# अठारहवाँ पाठ

## વિધ્યર્થ-વિધિકાલ તથા ભવિષ્યકાલ

## (૧)

## વિધિકાલ

પ્રત્યયો

| એકવચન | બહુવચન |
|---|---|
| ऊं | एं |
| ० | ओ |
| ए | एं |

ધાતુને ઉપરના પ્રત્યયો જોડવાથી વિધિકાલનાં રૂપો થાય છે; જેમકે:-

| એક વ. | બ. વ. |
|---|---|
| **मैं लिखूं** । હું લખું | **हम लिखें** । અમે લખીએ. |
| **तू लिख** । તું લખ | **तुम लिखो** । તમે લખો. |
| | **आप लिखें** । આપ લખો. |
| **वह लिखे** । તે લખે | **वे लिखें** । તેઓ લખે |

પહેલા પુરુષ અને ત્રીજા પુરુષમાં વિધ્યર્થમાં અનુક્રમે અનુમતિ મેળવવાનો અને આપવાનો અર્થ રહેલો છે. બીજા પુરુષમાં આજ્ઞા, આગ્રહ, પ્રાર્થના અને ઉપદેશનો અર્થ રહેલો છે.

**देखना** ક્રિયાના વિધ્યર્થના પ્રયોગથી ધમકીનો સંકેત થાય છે; જેમકે:-

**देखें, अब वे क्या करते हैं?** જોઈએ, હવે તેઓ શું કરે છે?
**देखें, वह कहाँ जाता है।** જોઈએ, તે ક્યાં જાય છે?

**लेना** અને **चलना** ક્રિયાઓના વિધ્યર્થમાં ઉદાસીનતાનો અર્થ સમાયેલો છે; જેમકે:-

**लो, मैं तो यह चला।** લો, હું તો આ ચાલ્યો.

**चलो, आपने यह काम कर लिया।** ચાલો, આ કામ તમે કરી નાખ્યું.

२

## સામાન્ય ભવિષ્ય કાળ

ક્રિયાપદના વિધિકાળના રૂપોને ભવિષ્યકાળનો પ્રત્યય **गा** લગાડવાથી સામાન્ય ભવિષ્યકાળ થાય છે; જેમકેઃ—**मैं लिखूंगा।**

નરજાતિ બહુવચનમાં **गा** નો **गे** થાય છે; જેમકેઃ—**हम लिखेंगे।**
નારીજાતિ બન્ને વચનમાં **गा** નો **गी** થાય છે; જેમકેઃ—

**लड़की लिखेगी।** છોકરી લખશે.

**लड़कियाँ लिखेंगी।** છોકરીઓ લખશે.

મધ્યમ પુરુષ એકવચનમાં **गा** ની પહેલાં ધાતુને **ए** લગાડવામાં આવે છે; જેમકેઃ—

**तू लिखेगा।** તું લખીશ.

### નરજાતિ

**मैं लिखूंगा।** હું લખીશ. **हम लिखेंगे।** અમે લખીશું.
**तू लिखेगा।** તું લખીશ. **तुम लिखोगे।** તમે લખશો.
**आप लिखेंगे।** આપ લખશો.
**वह लिखेगा।** તે લખશે. **वे लिखेंगे।** તેઓ લખશે.

### નારીજાતિ

**मैं लिखूंगी।** હું લખીશ. **हम लिखेंगी।** અમે લખીશું.
**तू लिखेगी।** તું લખીશ. **तुम लिखोगी।** તમે લખશો.
**आप लिखेंगी।** આપ લખશો.
**वह लिखेगी।** તે લખશે. **वे लिखेंगी।** તેઓ લખશે.

ગુજરાતીમાં ભવિષ્યકાળ વર્તમાનની જેમ નર–નારી જાતિમાં સમાન છે; હિન્દુસ્તાનીમાં એમ નથી.

| ગુજરાતીમાં બરાબર છે: | હિન્દુસ્તાનીમાં એ જુદા છે: |
|---|---|
| મોહન લખશે. | **मोहन लिखेगा।** |
| સુશીલા લખશે. | **सुशीला लिखेगी।** |

**અ**કારાન્ત સિવાયના ધાતુઓમાં વિકલ્પે એ. વ. અને બ. વ. માં **वें** આવે છે; જેમકે:—

**वह जावेगा।** તે જશે. **वे जावेंगे।** તેઓ જશે.

અને ક્યારેક એ. વ. માં **य** અને બ. વ. માં **यँ** પણ આવે છે; જેમકે:—

**वह जायगा। वे जायँगे।**

**વાક્યો**

| | |
|---|---|
| **मैं कल बाजार जाऊंगा।** | હું કાલે બજાર જઇશ. |
| **मैं वहाँसे कुछ आम लाऊंगा।** | હું ત્યાંથી કેટલીક કેરીઓ લાવીશ. |
| **हम पके मीठे आम खाएँगे।** | આપણે પાકી મીઠી કેરીઓ ખાઇશું |
| **सूरज सुबह छः बजे निकलेगा।** | સૂર્ય સવારે છ વાગ્યે ઊગશે. |
| **किसान खेत को जायगा।** | ખેડૂત ખેતરે જશે. |
| **लड़के शाम को फूटबोल खेलेंगे।** | છોકરા સાંજે ફુટબોલ રમશે. |
| **लडकियाँ ग्यारह बजे मदरसे जाएँगी।** | છોકરીઓ ૧૧ વાગ્યે નિશાળે જશે. |
| **तुम यहाँ कब तक वापस लौटोगे?** | તમે અહીં ક્યાં સુધીમાં પાછા આવશો? |
| **आप यहाँ जरा ठहरिये, मैं यह आया।** | આપ અહીં જરા થોભો, હું આ આવ્યો. |
| **अब हमारा कारोबार राष्ट्रभाषा में होगा।** | હવે અમારો કારભાર રાષ્ટ્ર-ભાષામાં થશે. |

| | |
|---|---|
| हिन्दुस्तानी अंग्रेजी का स्थान ले लेगी। | હિન્દુસ્તાની અંગ્રેજીનું સ્થાન લઇ લેશે. |
| अब हम भी हिन्दुस्तानी सीखेंगे। | હવે અમે પણ હિન્દુસ્તાની શીખીશું. |
| हम मौजुदा फ़ेडरेशनका स्वीकार नहीं करेंगे। | અમે વર્તમાન ફેડરેશનનો સ્વીકાર નહિ કરીએ. |
| हमारा मुल्क ज़रूर आज़ाद होगा। | અમારો દેશ જરૂર સ્વતંત્ર થશે. |
| राष्ट्रभाषा की तरक्की से सच्चे देशसेवक पैदा होंगे। | રાષ્ટ્રભાષાની ઉન્નતિથી સાચા દેશસેવકો ઉત્પન્ન થશે. |
| अेक आम फ़हम भाषा के इस्तेमाल से संगठन बढ़ेगा। | એક સર્વસામાન્ય ભાષાના વ્યવહારથી સંગઠન વધશે. |
| हम कुछ हिन्दी पुस्तकें भी खरीदेंगे। | અમે કેટલીક હિન્દી ચોપડીઓ ખરીદીશું. |
| कल तो उनकी चिट्ठी आ ही जायगी। | કાલે તો તેમનો પત્ર આવીજ જશે. |
| कोई दो तीन रोज़ बाद हम सफर में जावेंगे। | બે ત્રણ દિવસ પછી અમે મુસાફરીમાં જઇશું. |
| हमारी परीक्षा अगले सीतम्बर में होगी। | અમારી પરીક્ષા આવતા સપ્ટેમ્બરમાં થશે. |
| वे इस बार इम्तहान न देंगे। | તેઓ આ વખતે પરીક્ષા નહિ આપે. |
| चलें, हम बाजार हो आवें। | ચાલો, આપણે બજારમાં જઇ આવીએ. |
| गुरुजी, मैं आगे पढूं ? | ગુરુજી, હું આગળ વાંચું ? |

| | |
|---|---|
| वे, यह पत्र पढ़ें । | તેઓ આ પત્ર વાંચે. |
| चपरासी से कहो कि दवात कलम लावे । | પટાવાળાને કહો કે ખડિયો કલમ લાવે. |
| हे नाथ, आप हम पर कृपा करें । | હે નાથ આપ, અમારી ઉપર કૃપા કરો. |
| हम लोग सीनेमा देखने जावें ? | અમે સીનેમા જોવા જઈએ ? |

**શબ્દો**

| | |
|---|---|
| मौजूदा=વર્તમાન | आम फहम=સર્વ સામાન્યની ભાષા |
| आखिर=આખરે | तरक्की=ઉન્નતિ |
| बढ़ना=વધવું | सफ़र=મુસાફરી |
| परसों=પરમ દિવસે | इम्तिहान=પરીક્ષા |
| अगले=આવતા | चपरासी=પટાવાળો |
| ढोना=બોજ લઈ જવો | इस्तेमाल=ઉપયોગ |

**અભ્યાસ**

(૧) યોગ્ય શબ્દો મૂકો:—

हम बाहर ——— ।

—— फल खाओगे ।

——— किताब पढ़ूंगा ।

तुम रोटी ——— ।

—— फूल चुनेगा ।

लड़के मदरसे ——— ।

—— बोझ ढोवेगा ।

क्या, मैं किताब ——— ।

वे घर ——— ।

वह चिट्ठी ——— ।

(૨) 'ખાદી' વિષે ૧૦ વાક્ય લખો.

## उन्नीसवाँ पाठ

### પૂર્ણ વર્તમાન કાળ ( આસન્ન ભૂતકાળ ) અને પૂર્ણ ભૂતકાળ

આ બન્ને કાળો ક્રિયાપદના ( સામાન્ય ભૂતકાળ ) ભૂતકૃદંત સાથે સહાયકારક ક્રિયાપદ **हो** નાં અનુક્રમે વર્તમાનકાળ અને ભૂતકાળનાં રૂપો વાપરવાથી થાય છે; જેમકે:—

**वह यहाँ आया है।** તે અહીં આવ્યો છે.
**मैं वहाँ गया था।** હું ત્યાં ગયો હતો.

**વાક્યો**

| | |
|---|---|
| मैं कई बार बम्बई गया हूं। | હું કેટલીએ વાર મુંબઈ ગયો છું. |
| मैं अपना सबक लिख लाया हूं। | હું મારો પાઠ લખી લાવ્યો છું. |
| हम एकबार पहले यहाँ आये थे। | અમે એક વાર પહેલાં અહીં આવ્યા હતા. |
| मैंने उसे यही बात कही थी। | મેં તેને આ જ વાત કહી હતી. |
| सुशीला ने रामायण दो बार पढ़ी है। | સુશીલાએ રામાયણ બે વાર વાંચ્યું છે. |
| रामशरण आज बम्बई से आया है। | રામશરણ આજે મુંબઈથી આવ્યો છે. |
| हमने पेटभर भोजन किया है। | અમે પેટ ભરીને ખાધું છે. |
| सोहन अपने कमरे में बैठा है। | સોહન પોતાના ઓરડામાં બેઠો છે. |
| मैंने उनको कल चिट्ठी लिखी है। | મેં તેમને કાલે પત્ર લખ્યો છે. |
| आज सब लड़के समय पर आ गये हैं। | આજે બધા છોકરા વખતસર આવી ગયા છે. |

| | |
|---|---|
| उसने खादी के कई थान खरीदे हैं। | તેણે ખાદીના કેટલાએ તાકા ખરીદ્યા છે. |
| चन्द्रकान्त ने विनोदचंद्र से कहा, "मैं तेरे लिये मिठाई लाया हूं। तू इसे खा ले।" | ચંદ્રકાન્તે વિનોદચંદ્રને કહ્યું: "હું તારા માટે મીઠાઈ લાવ્યો છું; તું એ ખાઈલે." |
| उन्होंने 'गोदान' दो बार पढ़ा था। | તેમણે 'ગોદાન' બે વાર વાંચી હતી. |
| कल हमने सूत कांता था। | કાલે અમે સૂતર કાંત્યું હતું. |
| आधुनिक विज्ञान से समुद्रके गर्भकी चीज़ों का ज्ञान सुलभ हो गया है। | આધુનિક વિજ્ઞાન વડે સમુદ્રના ગર્ભની વસ્તુઓનું જ્ઞાન સુલભ થઈ ગયું છે. |
| असाध्य कार्य को सिद्ध करने की ही धुनमें उन दो वीरोंने अपने प्राण गँवाये थे। | અસાધ્ય કાર્ય સિદ્ધ કરવાની ધૂનમાં જ તે બે વીરોએ પોતાના પ્રાણ ખોયા હતા. |
| जवाहरलालजी ने अपना आनन्दभवन महासभा को दे दिया है। | જવાહરલાલજીએ મહાસભાને પોતાનું આનન્દભવન આપી દીધું છે. |
| गत सत्याग्रह-संग्राम में लाखों आदमी जेल गये थे। | ગયા સત્યાગ્રહમાં લાખો માણસો જેલમાં ગયા હતા. |
| मुन्शी प्रेमचंदजी ने कई उपन्यास लिखे हैं। | મુનશી પ્રેમચંદજીએ કેટલીએ નવલકથાઓ લખી છે. |
| बाबू जयशङ्करप्रसाद ने कई उम्दा नाटक लिखे हैं। | બાબુ જયશંકરપ્રસાદે કેટલાંએ સારાં નાટકો લખ્યાં છે. |

| | |
|---|---|
| बाबू देवकीनंदन खत्रीने कई तिलस्माती उपन्यास लिखे हैं। | બાબુ દેવકીનન્દન ખત્રીએ કેટલીએ ડીટેક્ટિવ નોવેલો લખી છે. |
| आचार्य महावीरप्रसादजी ने कोई बीस साल तक सरस्वती का संपादन किया था। | આચાર્ય મહાવીરપ્રસાદજીએ લગભગ વીસ વર્ષ સુધી "સરસ્વતી" નું સંપાદનકાર્ય કર્યું હતું. |

## શબ્દો

| | |
|---|---|
| **उपन्यास**=નવલકથા | **भरपेट**=પેટ ભરીને |
| **कई बार**=કેટલીએ વાર | **तिलस्माती**=ડીટેક્ટિવની |

## અભ્યાસ

(૧) ખાલી જગ્યામાં યોગ્ય શબ્દો મૂકોઃ—

**मैंने शेक्सपियर के नाटक ——।**

**क्या तुमने कुरान ——।**

**क्या तुम कभी देहली ——।**

**क्या वे वहाँ ——।**

**मैंने उन्हें वहाँ ——।**

**उसने मुझे संदेशा ——।**

**वे अपना सबक़ लिख ——।**

**हम ठीक समय पर स्टेशन पहुंच ——।**

(૨) **राम** અથવા **कृष्ण** વિષે ૧૦ વાક્યો લખો.



# बीसवाँ पाठ

## ( સર્વનામ ચાલુ )

સંબંધી સર્વનામ, પ્રશ્નાર્થ સર્વનામ, સ્વવાચક સર્વનામ અને અનિશ્ચિત સર્વનામ.

### (૧)

### સંબંધી સર્વનામ जो

**जो** બન્ને વચનમાં સરખું રહે છે; જેમકે:—

**जो लड़का यह कहता था, वह कहाँ है।** જે છોકરો આ કહેતો હતો તે ક્યાં છે?

**जो लड़के कल ग़ैरहाज़िर थे, वे आज आये हैं।** જે છોકરા કાલે ગેરહાજર હતા તે આજે આવ્યા છે.

**जो** ની સાથે હમેશાં **सो** અથવા **वह** નો સંબંધ રહે છે; જેમકે:—

**जो करेगा, वह भुगतेगा।** જે કરશે, તે ભોગવશે.

**सो** નો ઉપયોગ જવલ્લેજ થાય છે.

ક્યારેક **जो** ની સાથે **वह** ને બદલે **यह, ऐसा, सब** અને **कौन** પણ આવે છે.

**जो** નાં વિકૃત રૂપો **जिस** ( એ. વ. ) અને **जिन** ( બ. વ. ) થાય છે.

**जो** પછી વિભક્તિ-પ્રત્યય અથવા પ્રત્યય સહિત નામ આવે ત્યારે **जो** નું વિકૃત રૂપ વપરાય છે; જેમકે:—

**वह कौन आदमी था, जिसने आपको यह खबर दी।** તે કયો માણસ હતો કે જેણે આપને આ ખબર આપી.

**हमारी खुराक में जिन चीजों की जरूरत होती है उन में दूध का स्थान सबसे ऊंचा है।** અમારા ખોરાકમાં જે વસ્તુઓની જરૂર હોય છે તેમાં દૂધનું સ્થાન સૌથી ઊંચું છે.

**वह कौनसा उपाय है, जिससे शराबी अपनी बुरी आदत छोड़ दे।** તે કયો ઉપાય છે કે જેથી દારૂડીઓ પોતાની ખોટી ટેવ છોડી દે.

(૨)

## પ્રશ્નાર્થ સર્વનામ **कौन** અને **क्या**

સામાન્ય પણે **कौन** મનુષ્યો માટે વપરાય છે અને **क्या** ક્ષુદ્ર પ્રાણી અને પદાર્થ માટે વપરાય છે; જેમકેઃ-

**वह कौन खड़ा है? वहाँ क्या ढूंढते हो?**

**कौन** ના વિકૃત રૂપો **किस** (એ. વ.) અને **किन** (બ. વ.) થાય છે. વિભક્તિ-પ્રત્યય અથવા પ્રત્યય સહિત નામની પહેલાં આ વિકૃત રૂપો વપરાય છે.

**यहाँसे मेरी किताब किसने ली।** અહીંથી મારી ચોપડી કોણે લીધી.

**कौन** ને **सा** લગાડવામાં આવે છે ત્યારે તેનો અર્થ કયો થાય છે. તેનું નારી જાતિ રૂપ **कौनसी** થાય છે.

આ બન્ને સર્વનામોના વિશિષ્ટ પ્રયોગો પણ છે તે આપેલા વાક્યો પરથી સમજાશે.

(૩)

## સ્વવાચક **आप**

સ્વવાચક સર્વનામ **आप** પોતે, જાતે, સ્વયં અને ખુદ ના અર્થમાં વપરાય છે.

**आप** પુરુષવાચક સર્વનામ અને **आप** સ્વવાચક સર્વનામનો ભેદ બરાબર સમજી લેવો જોઇએ. પુરુષવાચક **आप** બીજા અને ત્રીજા પુરુષમાંજ વપરાય છે. સ્વવાચક **आप** ત્રણે પુરુષોમાં વપરાય છે. પુરુષવાચક **आप** એકલું વપરાય છે, ત્યારે સ્વવાચક **आप** પુરુષવાચક સર્વનામ કે બીજા નામ જોડે આવે છે.

**मैं आप वहाँ चला जाऊंगा।** હું જાતેજ ત્યાં ચાલ્યો જઇશ.

**वे आप बोल उठे।** તેઓ પોતેજ બોલી ઉઠ્યા.

સ્વવાચક **आप** નું વિકૃત રૂપ **अपना** છે.

બહુવચનમાં **अपने** થાય છે અને નારી જાતિ બન્ને વચનમાં **अपनी**, થાય છે જેમકે:—

**वह अपना काम खुद करता है।** તે પોતાનું કામ પોતેજ કરે છે.
**वे अपने भाइयों को खूब प्यार करते हैं।** તેઓ પોતાના ભાઈઓને ખૂબ ચાહે છે.
**उन्होंने अपनी किताब ले ली है।** તેમણે પોતાની ચોપડી લઈ લીધી છે.

વિભક્તિ પ્રત્યય કે પ્રત્યય સહિત નામની પૂર્વે **अपना** નું **अपने** વિકલ્પે થાય છે; જેમકે:—

**वह अपने को सुधार रहा है।** તે પોતાની જાતને સુધારે છે.
**वे खुद अपने मुँह से यह बात करते थे।** તેઓ પોતેજ આ વાત કરતા હતા.

(४)

## અનિશ્ચિત સર્વનામ **कोई** અને **कुछ**

**कोई** સામાન્યપણે અજ્ઞાત માણસ અથવા મોટા પ્રાણી માટે વપરાય છે, અને **कुछ** અજ્ઞાત પદાર્થ અથવા ધર્મ—ગુણ માટે વપરાય છે; જેમકે:—

**वहाँ अंधेरेमें कोई खड़ा है।** ત્યાં અંધારામાં કોઈ ઉભું છે.
**दिल होता है कि इनसे कुछ पूछुं।** મનમાં થાય છે કે એમને કાંઈક પૂછું.

**कोई** નું વિકૃત રૂપ **किसी** છે. વિભક્તિ પ્રત્યય કે પ્રત્યય સહિત નામની પૂર્વે આ વિકૃત રૂપ વપરાય છે; જેમકે:—

**(क्या) आप इनमें से किसीको पहचानते हैं?** શું તમે આમનામાંથી કોઈને ઓળખો છો?

(ગુજરાતીમાં પણ અનિશ્ચિત સર્વનામ 'કોઈ' છે.)

**कुछ** નું વિકૃત રૂપ નથી.

અહીં સરલતાની ખાતર ઉપર આવેલા સર્વનામોના વિકૃત રૂપો આપવામાં આવ્યા છે.

| સર્વનામ | એ. વ. વિકૃતરૂપ | બ. વ. વિકૃતરૂપ |
|---|---|---|
| **जो** | **जिस** | **जिन** |
| **सो** | **तिस** | **तिन** |
| **कौन** | **किस** | **किन** |
| **कोई** | **किसी** | * |
| **क्या** | * | * |
| **कुछ** | * | * |

કર્તા કારક બહુવચનમાં **ने** પ્રત્યય લગાડતા પહેલાં **जो, सो,** અને **कौन** ના વિકૃતરૂપો જોડે **'हों'** લગાડવામાં આવે છે.

**जो-जिन्होंने,  सो-तिन्होंने,  कौन-किन्होंने,**

કર્મકારકના બંને વચનમાં એક બીજું રૂપ પણ થાય છે. તે અહીં આપવામાં આવ્યું છે.

| સર્વનામ | એ. વ. | બ. વ. |
|---|---|---|
| **जो** | **जिसे** | **जिन्हें** |
| **सो** | **तिसे** | **तिन्हें** |
| **कौन** | **किसे** | **किन्हें** |

## વાક્યો

| | |
|---|---|
| जो मेहनत करता है वही फल पाता है। | જે મહેનત કરે છે તે ફળ મેળવે છે. |
| जिसमें लाग है वही आदमी है। | જેમાં ધગશ છે તેજ માણસ છે. |
| हिन्दुस्तान में ऐसा कौन आदमी है जो विठ्ठलभाई का नाम इज्ज़त से न लेता हो? | હિન્દુસ્તાનમાં એવો કયો માણસ છે કે જે વિઠ્ઠલભાઈનું નામ માનપૂર્વક ન લેતો હોય. |

| | |
|---|---|
| आपके परिचय में जो आया वह आपका प्रशंसक बन गया। | તેમના પરીચયમાં જે આવ્યો તે તેમનો પ્રશંસક બની ગયો. |
| जिसने आपको एक बार भी देखा है वह तो कभी भूल ही नहीं सकता। | જેણે તેમને એક વખત પણ જોયા છે તે તો કદી ભુલી જ શકે નહિ. |
| जिन्होंने प्रेमचंदजी की कहानियां पढी हैं; वे उनकी कला पर मुग्ध हैं। | જેમણે પ્રેમચંદજીની વાતો વાંચી છે; તે તેમની કલા પર મુગ્ધ છે. |
| जो भाई बहन हमारी 'कोविद' परीक्षा में उतीर्ण होंगे वे राष्ट्रभाषा के ज्ञाता समझे जायेंगे। | જે ભાઈ બહેનો અમારી 'કોવીદ'ની પરીક્ષામાં પાસ થશે તેઓ રાષ્ટ્રભાષાના જાણકાર લેખાશે. |
| जिन्होंने 'रामचरित मानस' एक बार भी पढ़ा है, वे समझ सकते हैं, कि यह एक विश्व साहित्यकी चीज़ है। | જેમણે રામચરિત માનસ એક વાર પણ વાંચ્યું છે તેઓ સમજે છે કે આ એક વિશ્વ સાહિત્યની વસ્તુ છે. |
| इसमें ऐसी कौनसी बात है जो आपकी समझ में नहीं आती। | આમાં એવી કઈ વાત છે કે તમે સમજતા નથી. |
| परीक्षा में उतीर्ण होना आपके लिये कौन बड़ी बात है? | પરીક્ષામાં પાસ થવું એ તમારે માટે બહુ મોટી વાત નથી. |
| उसके कहने से होताही क्या है? | તેના કહેવાથી વળે છે શું! |
| वह आदमी क्या, राक्षस है! | તે માણસ શું, રાક્ષસ છે! |
| ये लोग ऐसे हैं जो अपनी | આ લોકો એવા છે કે પોતાની |

| | |
|---|---|
| आज़ादी किसी दामों देने को राज़ी नहीं होते। | સ્વતન્ત્રતા ગમે તે કીંમતે આપવા તૈયાર નથી. |
| आपसे यह बात किसने कही? | તમને આ વાત કોણે કરી? |
| ऐसा कुंद-ज़हन कौन होगा जो मद्य—निषेध आंदोलन का विरोध करेगा? | એવો મંદ બુદ્ધિ કોણ હશે કે જે મદ્ય-નિષેધનો વિરોધ કરે. |
| आज की सभा में कौन कौन आये थे? | આજની સભામાં કોણ કોણ આવ્યા હતા? |
| जिन्हें राष्ट्रभाषा से प्रेम है वे आजकल हिन्दी पढ़ते हैं। | જેઓને રાષ્ટ્રભાષા પર પ્રેમ છે તેઓ આજકાલ હિન્દુસ્તાની શીખે છે. |
| मैंने इन्हें कहीं देखा है जरूर, पर इनका नाम नहीं जानता। | મેં એમને ક્યાંક જોયા છે ખરા પણ એમનું નામ નથી જાણતો. |
| यह काम तो हरकोई कर सकता है। | આ કામ તો ગમે તે કરી શકે છે. |
| आज महात्माजी को सब कोई मानते हैं। | આજે મહાત્માજીને બધા માને છે. |
| इस किताब में कोई दो सौ पृष्ठ हैं। | આ ચોપડીમાં લગભગ બસો પાનાં છે. |
| आज कोई दूसरा होता तो मैं उसे मज़ा चखाता। | જો કોઈ બીજો હોત તો તેને મજા ચખાડત. |
| हम सब कुछ समझते हैं। | અમે બધું સમજીએ છીએ. |
| इन दोनोंकी आकृति कुछ कुछ मिलती है। | એ બન્નેની આકૃતિ કાંઈક મળતી આવે છે. |

| | |
|---|---|
| अेक कुछ कहता है दूसरा कुछ कहता है। | એક કાંઈક કહેછે–બીજો કાંઈક જુદું જ કહે છે. |
| आपने कुछ का कुछ समझ लिया। | તમે કાંઈક જુદું સમજ્યા. |
| आपके ख्यालात क्याही ऊंचे हैं! | તમારા વિચાર ઘણા ઊંચા છે. |
| धन तो क्या, इस काम में तन भी लगाना चाहिये। | પૈસા તો શું આ કામમાં શરીર પણ જોડવું પડશે. |
| हम कौन थे, क्या हो गये हैं, और अभी क्या होंगे! | અમે કોણ હતા, કેવા થઈ ગયા. અને હવે પછી કેવા થઈશું. |
| हम भारतवासी आज क्या से क्या हो गये हैं! | અમે ભારતવાસીઓ આજે કેવા થઈ ગયા છીએ. |
| मैं और क्या क्या कहूं! आप सब जानते ही हैं। | હું શું શું કહું? તમે બધું જાણો છો. |
| अपने सिपाहियों के साथ शिवाजी का व्यवहार बराबरी का रहता था। | પોતાના સિપાહીઓ જોડેનો શિવાજીનો વ્યવહાર સમાન-તાનો હતો. |
| वे अपने आदमियों को तहदिल से चाहते थे। | તે પોતાના માણસોને ખરા અંતઃકરણથી ચાહતા હતા. |
| आज़ाद तबीयत के आदमी अपना खून पिलाना पसन्द करते हैं पर पराधीनता स्वीकार नहीं करते। | સ્વતન્ત્ર પ્રકૃતિના માણસો પોતાનું લોહી રેડવા તૈયાર રહે છે, પણ પરાધીનતા સ્વીકારતા નથી. |

| | |
|---|---|
| लोग अपनी गायों के नाम लड़-कियों के-से रखते हैं किसी का सीता, किसी का गङ्गा किसीं का गोदावरी, इत्यादि। | લોકો પોતાની ગાયોનાં નામ છોકરીઓ જેવા રાખે છે: કોઈનું સીતા, કોઈનું ગંગા, કોઈનું ગોદાવરી વગેરે. |

## શબ્દો

| | |
|---|---|
| **जो**=જે | **खुराक**=ખોરાક |
| **सो**=તે | **शराबी**=દારૂડિયો |
| **ऐसा**=આવું | **बुरी**=ખરાબ |
| **कौन**=કોણ | **खुद**=પોતે |
| **कौनसा**=કયો | **अंधेरा**=અંધારું |
| **अपना**=પોતાનું | **पहचानना**=ઓળખવું |
| **अपने**=પોતાનાં | **पाना**=મેળવવું |
| **अपनी**=પોતાની | **लाग**=ધગશ, દુરાગ્રહ |
| **कोई**=કોઈ | **इज्ज़त से नाम लेना**=માનપૂર્વક નામ યાદ કરવું |
| **कुछ**=કાંઈ | **एक बार**=એક વાર |
| **जिन्होंने**=જેમણે | **कहानी**=વાર્તા |
| **कौनसी**=કઈ | **आज़ादी**=સ્વતંત્રતા |
| **आज़ाद तबीअत**=સ્વતંત્ર મિજાજ | **कुंद ज़हन**=મંદ બુદ્ધિ |
| **खून**=લોહી | **तह दिल**=સાચા મનથી |
| **गैर हाज़िर**=ગેરહાજર | |

## અભ્યાસ

(૧) ખાલી જગ્યામાં યોગ્ય શબ્દ મૂકો:—

**आप —— पुकारते हैं।**

**वहाँ —— खड़ा है? उसे यहाँ बुलाओ।**

हम —— आज़ादी किसी दामों बेचना नहीं चाहते।

वे —— वहाँ जा सकते हैं।

मैं —— यह काम देखता रहूंगा।

—— आपको जानते हैं।

हम इस बारे में —— कुछ जानते हैं।

हर —— यह काम कर सकता है।

—— मेहनत करता है —— पास होता है।

यह —— किताब है?

वह —— लड़का है?

(૨) **जो, सो, कौन कोई** નું વિકૃતરૂપ ક્યારે વપરાય છે? તે દાખલા આપી સમજાવો.

(૩) **विट्ठलभाई पटेल** અથવા **सुभाषबाबू** વિષે ૧૦ વાક્ય લખો.

---

# इक्कीसवाँ पाठ

## નામયોગી અવ્યય

હિન્દીમાં નામયોગીની પહેલાં સામાન્યપણે સંબંધ કારકનો **के** આવે છે; જેમકે:—

**मोहन के पास एक किताब है।**

નીચે આપેલા નામયોગીની પહેલાં (નારી જાતિના હોવાને લીધે) **की** આવે છે.

**अपेक्षा, ओर, जगह, नाईं, भाँति खातिर,**
**तरह, तरफ, मारफत, बदौलत** વગેરે; જેમકે:—

**मेरी खातिर आपको वहाँ जाना ही होगा।** મારી ખાતર તમારે ત્યાં જવું જ પડશે.

**परे** અને **रहित** ની પહેલાં **से** આવે છે; જેમકે:—

**आप समय से पहले वहाँ पहुँचेंगे।** તમે ત્યાં સમય થતા પહેલા પહોંચશો.

**मारे, बिना,** અને **सिवा** નામની પહેલાં પણ આવે છે; જેમકે:-

**बिना हवा के आदमी जी नहीं सकता।** હવા વિના માણસ જીવી શકતો નથી.

(નામયોગી વિષે વધુ હકીકત બીજા ભાગમાં આપવામાં આવી છે.)

### વાક્યો

| | |
|---|---|
| मनोहर के साथ उसकी बहन भी आयी थी। | મનોહર સાથે તેની બહેન પણ આવી હતી. |
| उसके साथ उसका भाई भी आया था। | તેની સાથે તેનો ભાઈ પણ આવ્યો હતો. |
| मेरे साथ एक नौकर भी है। | મારી સાથે એક નોકર પણ છે. |

| | |
|---|---|
| रामशरण के घर के सामने एक बरगद का पेड़ है। | રામશરણના ઘરની સામે એક વડલાનું ઝાડ છે. |
| मेरा घर डाकघर के पास ही है। | મારું ઘર ટપાલ ઑફિસની પાસે જ છે. |
| आपके पास यह कौनसी किताब है? | તમારી પાસે આ કઈ ચોપડી છે? |
| उनके पास चार आम हैं। | તેમની પાસે ચાર કેરીઓ છે. |
| मेरे पास अभी सिर्फ पाँच रुपये हैं। | મારી પાસે હમણાં માત્ર પાંચ રૂપિયા છે. |
| उनमें से मैं आपको दो दे सकता हूं। | તેમાંથી હું તમને બે આપી શકું. |
| मोहन की अपेक्षा श्यामू ज्यादा तेज़ है। | મોહન કરતાં શ્યામૂ વધારે હોશિયાર છે. |
| वह चोर नदी की ओर भाग गया। | તે ચોર નદી તરફ નાસી ગયો. |
| आपकी नाईं मैं मेहनत नहीं कर सकता। | તમારી જેમ હું મહેનત નથી કરી શકતો. |
| मुझे आपकी खातिर यह करना ही होगा। | મારે તમારી ખાતર આ કરવું જ પડશે. |
| वे अमीर हैं, फिर भी हमारी तरह सादगी से रहते हैं। | તેઓ અમીર છે, છતાં અમારી જેમ સાદાઈથી રહે છે. |
| उनकी ओर से आप बेफिक्र रहियेगा। | તેમનાથી તમે નિશ્ચિંત રહો. |

| | |
|---|---|
| उन्होंने डाकके जरिये किताबें भेज दी हैं। | તેમણે ટપાલ મારફતે ચોપડિયો મોકલી આપી છે. |
| हम आपकी बदौलत यहाँ आराम से हैं। | અમે તમારી દયાથી અહીં આરામમાં છીએ. |
| यह उसकी अक्ल से परे की बात है। | તે તેની સમજ બહારની વાત છે. |
| वह मुझ से पहले स्टेशन पर पहुँच गया था। | તે મારાથી પહેલો સ્ટેશને પહોંચ્યો હતો. |
| भूख के मारे उन बिचारों के प्राण निकल रहे हैं। | ભૂખને લીધે તે બિચારાઓના પ્રાણ જાય છે. |
| मारे भूख के वे तड़फ रहे हैं। | ભૂખને લીધે તેઓ તરફડી રહ્યા છે. |
| उनकी सहायता के बिना काम चल ही नहीं सकता। | તેમની મદદ વિના કામ ચાલી શકે જ નહિ. |
| सिवा इसके आप कर ही क्या सकते थे? | આ સિવાય તમે કરી શું શકતા હતા? |
| इसके सिवाय आपके दूसरा काम ही क्या है। | આ સિવાય તમારે બીજું કામ જ શું છે? |
| उन्होंने मुझे हेड़ मास्टर की मारफत इत्तला पहुँचायी। | તેમણે મને હેડમાસ્તરની મારફતે ખબર પહોંચાડી. |
| राष्ट्रपति के पद पर सुभाषबाबू की जगह राजेन्द्रबाबू नियुक्त किये गये हैं। | રાષ્ટ્રપતિના પદે સુભાષબાબુની જગ્યાએ રાજેન્દ્રબાબુની નીમણૂક કરવામાં આવી છે. |

## શબ્દો

| | |
|---|---|
| **-के पास**=ની પાસે | **अपेक्षा**=ના કરતાં |
| **ओर**=તરફ, બાજુ | **नाईं**=પ્રમાણે, માફક |
| **खातिर**=ખાતર | **तरह**=પ્રમાણે, માફક |
| **तरफ**=બાજુ | **बदौलत**=ના પ્રભાવે, ના લીધે |
| **-के मारे**=ના લીધે | **बरगद**=વડલો |
| **डाकघर**=પોષ્ટ ઓફીસ | **तड़फना**=તરફડવું |

## અભ્યાસ

(૧) કયા નામ યોગીની પહેલાં **की** આવે છે, અને કયા નામ યોગીની પહેલાં **से** આવે છે.

(૨) ખાલી સ્થળોમાં યોગ્ય નામયોગી મૂકો:—

**डाक —— मुझे आपकी चिट्ठी मिली।**
**हमारे घर —— ही उनका मकान है।**
**मोहन —— छः रुपये थे।**
**गांधी जी —— आज शराबी खुश हाल हैं।**
**हम शामको नदी —— टहलने जाते हैं।**
**—— गरीबी के भारतीय किसान तबाह है।**
**हे प्रभु! तेरे —— मेरा कौन है?**
**हम समय —— स्टेशन पर पहुंच गये थे।**

(૩) **राजेन्द्रबाबू** અથવા **वल्लभभाई** વિષે ૧૦ વાક્યો લખો.

# बावीसवाँ पाठ

## ક્રિયાર્થક નામ

ધાતુને **ना** જોડવાથી ક્રિયાર્થક નામ થાય છે; જેમકેઃ—

**खा+ना=खाना**

સાધારણ રીતે ક્રિયાર્થક નામનો પ્રયોગ ભાવવાચક નામની જેમ થાય છે; જેમકેઃ—

**तैरना उम्दा कसरत है।**

ક્રિયાર્થક નામનું રૂપાંતર **आ**કારાન્ત નામ પ્રમાણે થાય છે; જેમકેઃ—

**लिखने में देर मत करो।**

ક્રિયાર્થક નામનું ઉદ્દેશ્ય સંબંધ કારકમાં આવે છે; જેમકેઃ—

**लड़के का आवारा भटकते रहना उचित नहीं है।** છોકરાએ નિરુદ્દેશ્ય ભટકતા ફરવું યોગ્ય નથી.

**हिन्दुओं को गाय का माराजाना सहन नहीं होता।** હિન્દુઓથી ગાયનું મરાવું સહન નથી થતું.

જ્યારે ક્રિયાર્થક સંજ્ઞા વિધેયમાં હોય છે ત્યારે તેનું પ્રાણિવાચક ઉદ્દેશ્ય સંપ્રદાનકારકમાં રહે છે અને અપ્રાણિવાચક ઉદ્દેશ્ય કર્તાકારકમાં રહે છે; જેમકેઃ—

**मुझे यह काम करना होगा।** મારે આ કામ કરવું પડશે.

**जो होना था सो हो गया।** જે થવાનું હતું તે થઇ ગયું.

**आना** અને **जाना** ક્રિયાની પૂર્વે જ્યારે ક્રિયાર્થક નામ સાથે **के लिये** આવે છે ત્યારે ઘણું કરીને **के लिये** અધ્યાહાર રહે છે; જેમકેઃ—

**मैं सीनेमा देखने (के लिये) जाता हूं।** હું સીનેમા જોવા જાઉં છું.

**वे हमारे वर्गों में राष्ट्रभाषा सीखने (के लिये) आते हैं।** તેઓ અમારા વર્ગોમાં રાષ્ટ્રભાષા શીખવા આવે છે.

નિશ્ચયના અર્થમાં ક્રિયાર્થક સંજ્ઞા વિધેયમાં **नहीं** સાથે સંબંધ-કારકમાં આવે છે; જેમકેઃ—

**तुम लाख करो, अब मैं यहाँसे नहीं उठनेका।** તમે લાખ પ્રયત્ન કરો, હવે હું અહીંથી ઊઠનાર નથી.

**चाहे जितना समझाओ वह वहाँ जानेका ही नहीं।** ગમે તેટલું સમજાઓ, તે ત્યાં જવાનો જ નથી.

**होना** ક્રિયા સાથે વિધેયમાં ક્રિયાર્થક નામ સંપ્રદાન-કારકમાં તત્પરતા બતાવે છે; જેમકેઃ—

**अब गाड़ी आने की है।**

ક્રિયાર્થક નામનો ઉપયોગ પરોક્ષ (આજ્ઞાર્થ) વિધિમાં (જુઓ પૃષ્ઠ ૧૮) પણ થાય છે; જેમકેઃ-

**तुम कल यहाँ ज़रुर आना।** તમે કાલે અહીં જરૂર આવજો.

### વાક્યો

| | |
|---|---|
| नुष्य के भले की खातिर भी आपको यह काम करना होगा। | મનુષ્યના ભલાને માટે પણ આપે આ કામ કરવું જોઈએ. |
| श्वर की दी हुई शक्तियों का सदुपयोग करना ही उसकी सच्ची सेवा है। | ઈશ્વરની આપેલી શક્તિઓનો સદુપયોગ કરવો એ જ એની સાચી સેવા છે. |
| ब आप व्यर्थ क्यों पछता रहे हैं? जो होना था सो गया। | હવે આપ ફોગટ શું પસ્તાયા કરો છો? જે થવાનું હતું તે થઈ ગયું. |
| इन्दी अच्छी तरह बोल लेनेके | હિંદી સારી રીતે બોલવાને |

| | |
|---|---|
| लिये हिन्दी बोलने का मुहावरा रखना निहायत ज़रूरी है। | માટે હિન્દી બોલવાની ટેવ રાખવી ખાસ જરૂરી છે. |
| भीख मांगना आज एक पेशा हो गया है; यह कोई भली बात नहीं है। | ભીખ માગવી એ આજે એક ધંધો થઈ પડ્યો છે; આ કોઈ સારી વાત નથી. |
| शराब पीना कोई भला काम नहीं है; कि मद्य-निषेध के आंदोलन का वृथा विरोध किया जाय। | દારૂ પીવો એ કાંઈ સારું કામ નથી કે મદ્યનિષેધની ચળવળનો ફોગટ વિરોધ કરવામાં આવે. |
| राष्ट्रभाषा–हिन्दुस्तानी का पढ़ाया जाना कौन पसंद नहीं करता? | રાષ્ટ્રભાષા–હિંદુસ્તાનીનું ભણાવવું કોણ પસંદ નથી કરતું? |
| रात को देरतक जागते रहना स्वास्थ्य के लिये बहुत बूरी बात है। | રાત મોડે સુધી જાગતા રહેવું સ્વાસ્થ્યની દૃષ્ટિએ બહુ ખરાબ છે. |
| ठण्डे जल से नहाना गरम पानी से नहाने की अपेक्षा अधिक अच्छा है। | ઠંડા પાણીથી નાહવું એ ગરમ પાણીથી નાહવા કરતાં વધુ સારું છે. |
| हररोज़ आधा घण्टा कातना कौन बड़ी बात है। | દરરોજ અર્ધો કલાક કાંતવું એ કંઈ મોટી વાત છે. |
| राष्ट्रभाषा की इज्ज़त करना मानों अपनी ताकत बढ़ाना है। | રાષ્ટ્રભાષાનો આદર કરવો એ જાણે આપણી શક્તિ વધારવા સમાન છે. |
| रात दिन निठ्ठले बैठे रहना यह | રાત દિવસ નકામા બેસી રહેવું |

| | |
|---|---|
| तो मानों दरिद्रता को न्यौता देना है। | એ તો દાળદરને નોતરૂં દેવા જેવું છે. |
| तुम लाख करो, अब शराब-बन्दी–आंदोलन बंद नहीं होनेका। | તમે લાખ વાતો કરો; હવે દારૂબંધીની ચળવળ બંધ નથી થવાની. |
| वे अभी आने को हैं, क्यों अधीर होते हो? | તેઓ હમણાં જ આવવાના છે; શા માટે અધીરા થાઓ છો? |

## શબ્દો

| | |
|---|---|
| **मुहावरा**=ટેવ | **इज़्ज़त करना**=પ્રતિષ્ઠા વધારવી. |
| **निहायत**=અત્યંત | **निठ्ठले**=નવરાં, નકામાં |
| **पेशा**=ધંધો | **न्यौता**=નિમંત્રણ |
| **शराब**=દારૂ | **भेजना**=મોકલવું |

## અભ્યાસ

(૧) નીચે આપેલા ક્રિયાર્થક નામ વાકયોમાં વાપરો:—

**रोना, बोलना, भेजना, लिखना,**

**कातना, जाना, आना, सीखना,**

(૨) ક્રિયાર્થક નામ કઈ રીતે બનાવાય છે, અને તેનો ઉપયોગ શો છે તે દાખલા આપી સમજાવો.

(૩) **आरोग्य** વિષે ૭ વાકયો લખો.

---

## तेईसवाँ पाठ

### કૃદંત

કૃદંતના મુખ્ય બે ભેદ છેઃ (૧) વિકારી અને (૨) અવિકારી.

વિકારી કૃદંતના ત્રણ ઉપભેદ છેઃ—

(૧) વર્તમાન કૃદંત (૨) ભૂત કૃદંત (૩) કર્તૃવાચક કૃદંત.

વિકારી કૃદંતો સામાન્ય રીતે વિશેષણ તરીકે વપરાય છે અને તેમાં ફેરફાર પણ વિશેષણના ધોરણે થાય છે.

અવિકારી કૃદંતના ચાર ઉપભેદ છેઃ—

(૧) અપૂર્ણ ક્રિયાદ્યોતક (૨) પૂર્ણ ક્રિયાદ્યોતક (૩) તાત્કાલિક અને (૪) પૂર્વકાલિક.

### (૧) વર્તમાન કૃદંત

વર્તમાન કૃદંતનો પ્રત્યય **ता** છે; જેમકેઃ—

**चल+ता=चलता ।** (જુઓ ૭ મું પાનું)

આ કૃદંતનો પ્રયોગ વિશેષણ તરીકે થાય છે; જેમકેઃ—

**चलती चक्की देख कर उसे ज्ञान हुआ ।** ફરતી ઘંટી જોઇ તેને જ્ઞાન થયું.

**बहता पानी स्वच्छ रहता है ।** વહેતું પાણી ચોખ્ખું રહે છે.

વર્તમાન કૃદંત વિધેયમાં આવી કર્તા અથવા કર્મની વિશેષતા બતાવે છે અને તેની સાથે **हुआ** જોડવામાં આવે છે; જેમકેઃ-

| | |
|---|---|
| **सवार भागता हुआ आ रहा है ।** | સવાર દોડતો આવે છે. |
| **साधु चलता भला और पानी बहता भला ।** | સાધુ ફરતો સારો અને પાણી વહેતું સારું. |
| **प्रताप ने देखा कि एक सवार बेतहाशा भागता हुआ आ रहा है ।** | પ્રતાપે જોયું કે એક સ્વાર ઝડપથી દોડતો આવી રહ્યો છે. |
| **लड़के दौड़ते हुए जा रहे हैं ।** | છોકરાઓ દોડતા જાય છે. |

| | |
|---|---|
| हाथी झूमता हुआ आ रहा है। | હાથી ઝૂલતો આવે છે. |
| छत्रसाल के सैनिक वीर गीत गाते हुए ओरछे की पहाड़ियों में से जा रहे थे। | છત્રસાલના સૈનિકો વીર ગીત ગાતાં ઓડછાની ટેકરીઓમાં થઈ જતા હતા. |
| कृष्ण बंसी बजाते हुए घर आ रहे हैं। | કૃષ્ણ બંસી બજાવતા બજાવતા ઘેર આવે છે. |
| गाड़ी भागती हुई चली जा रही है। | ગાડી દોડતી ચાલી જાય છે. |
| मैंने उन्हें अभी बाज़ार जाते देखा है। | મેં તેમને હમણાં બજાર જતા જોયા છે. |
| उन्होंने मुझे रामायण पढ़ते देख ही लिया। | તેમણે મને રામાયણ વાંચતાં જોઈ જ લીધો. |

### ભૂતકાલિક કૃદંત

ભૂતકાલિક કૃદંતનો પ્રત્યય **'आ'** અને **'या'** છે જેમકેઃ—

**खाया, सोया, बैठा।**

આ કૃદંતનો ઉપયોગ વિશેષણ તરીકે થાય છે અને તેને વર્તમાન કૃદંતની જેમ **'हुआ'** પણ જોડવામાં આવે છે.

### વાક્યો

| | |
|---|---|
| हाथ का बना हुआ कपड़ा कम महीन होता है। | હાથવણાટનું કાપડ ઓછું ઝીણું હોય છે. |
| टूटे हुए तार मिलाना कोई आसान काम नहीं है। | તૂટેલા તાર સાંધવા કાંઈ સહેલું કામ નથી. |
| हाथका बुना हुआ कपड़ा अधिक टिकाऊ होता है। | હાથ વણાટનું કાપડ વધારે ટકાઉ હોય છે. |
| हाथ का बुना हुआ कपड़ा | હાથ વણાટનું કાપડ વાપરવાથી |

| | |
|---|---|
| इस्तेमाल करने से हमारे भूखे भाइयों को रोटी मिलती है। | આપણા ભૂખ્યા ભાઈઓને રોટલો મળે છે. |
| यह तो हमारी आखों देखी बात है। | આતો મારી આંખે દેખેલી વાત છે. |
| यह तो मेरी पढ़ी हुई किताब है; कोई दूसरी किताब दीजिये। | આતો મારી વાંચેલી ચોપડી છે, કોઈ બીજી ચોપડી આપો. |
| यह तो हमारी सुनी हुई कहानी है;कोई नयी कहानी सुनाइये। | આતો અમારી સાંભળેલી વાત છે, કોઈ બીજી વાત કહો. |
| आंखों देखी बात भी कभी कभी झूठी पड़ जाती है। | આંખે જોયેલી વાત પણ ક્યારેક ખોટી પડી જાય છે. |
| हमें पके मीठे फल खाना चाहिये क्योंकि सड़े गले फलों को खाने से स्वास्थ्य बिगड़ता है। | આપણે પાકાં મીઠાં ફળ ખાવાં જોઈએ; કેમકે સડેલાં ફળ ખાવાથી સ્વાસ્થ્ય બગડે છે. |
| उनकी लिखी हुई किताब तो हमने बाज़ार में कहां देखी है। | તેમની લખેલી ચોપડી આપણે ક્યાંક બજારમાં જોઈ છે. |
| इन्डियन प्रेस प्रयाग की छपी हुई किताबों की छपाई साफ और सुन्दर होती है। | ઇન્ડિયન પ્રેસ પ્રયાગની છપાયેલી ચોપડીઓની છપાઈ ચોખ્ખી અને સુન્દર હોય છે. |
| आज भारत के किसान इतने गरीब हैं कि उनके पास दर्ज़ी का सिया हुआ साफ़ | આજે હિન્દના ખેડૂતો એટલા ગરીબ છે કે તેમની પાસે દરજીનું સીવ્યું સાજું કપડું અને |

| | |
|---|---|
| कपड़ा और सुनार का बनाया हुआ सुन्दर गहना नाम लेने को भी नहीं है। | સોનીનું ઘડેલું સારું ઘરેણું નામ લેવા પણ નથી. |
| आज हम लोगों का यह फर्ज़ है कि हम देश की बनी हुई चीज़ों का इस्तेमाल करें। | આજે આપણી ફરજ છે કે આપણે દેશની બનેલી વસ્તુઓનો ઉપયોગ કરીએ. |

### કર્તૃવાચક કૃદંત

ક્રિયાર્થક નામ ને **'वाला'** જોડવાથી કર્તૃવાચક કૃદંત થાય છે. અને તેનો ઉપયોગ નામ કે વિશેષણની જેમ થાય છે.

### વાક્યો

| | |
|---|---|
| किसी काम करनेवालेको बुलाओ। | કોઈ કામ કરનારને બોલાવો. |
| शराब पीनेवाला आदमी कभी सुखी नहीं होता। | દારૂ પીનાર માણસ કદી સુખી થતો નથી. |
| जानेवाले को कौन रोक सकता है? | જનારને કોણ રોકી શકે છે? |
| वे आज ही आने वाले हैं; आप उन्हें मिल सकते हैं। | તેઓ આજે જ આવનાર છે, આપ તેમને મળી શકો છો. |
| मैं आज ही जानेवाला था परन्तु किसी खास वजह से रूक गया। | હું આજે જ જનાર હતો, પણ કોઈક ખાસ કારણથી રોકાઈ ગયો. |
| आप एक किताब लिखने वाले थे न, आखिर उस का क्या हुआ? | તમો એક ચોપડી લખનાર હતા ને? છેવટે તેનું શું થયું? |

| | |
|---|---|
| अखिल भारत चर्खा–संघ यह सोच रहा है कि सूत कातने वालों को कुछ ज्यादा मज़दूरी दी जाय। | અખિલ ભારત ચરખાસંઘ આ વિચારે છે કે સુતર કાંતનારને કાંઈ વધારે મજૂરી આપવામાં આવે. |
| गाड़ी में सफ़र करनेवालों को ज़रा सचेत रहना चाहिये। | રેલ્વે ટ્રેનમાં મુસાફરી કરનારાઓએ જરા સાવચેતી રાખવી જોઈએ. |
| इम्तहान में असफल होनेवालों को धीरज रखनी चाहिये और अगली परीक्षा में पक्की तैयारी के साथ बैठना चाहिये। | પરીક્ષામાં નાપાસ થનારાઓએ જરા ધીરજ રાખવી જોઈએ અને આવતી પરીક્ષામાં પાકી તૈયારી સાથે બેસવું જોઈએ. |
| देखनेवालों ने देखा और सुनने-वालों ने सुना कि आखिर जीत उसीकी हुई कि जिसने सत्य पर जान न्योछावर कर दी। | જોનારાઓએ જોયું અને સાંભળનારાઓએ સાંભળ્યું કે છેવટે તેની જ જીત થઈ કે જેણે સત્ય પર પોતાના પ્રાણ કુરબાન કર્યા છે. |

**'वाला'** શબ્દ કર્તૃવાચક કૃદંત સિવાય નામ, તથા ક્રિયાવિશેષણ સાથે પણ આવે છે. અને તેમાં માલિકપણાનો, રહેવાશીપણાનો, અને ગુણ ધરાવવાનો અર્થ સમાયેલો હોય છે.

## વાક્યો

| | |
|---|---|
| हमारे सामनेवाला मकान आजकल खाली है। | અમારી સામેવાળું મકાન આજકાલ ખાલી છે. |
| हमारा मकानवाला यहाँ नहीं रहता, बाहर रहता है। | અમારો મકાનવાળો અહીં નથી રહેતો, બહાર રહે છે. |

| | |
|---|---|
| उस गाड़ीवाले से पूछ कर गाड़ी ठीक करो। | તે ગાડીવાળાને પૂછીને ગાડી નક્કી કરો. |
| महासभावालों ने देश की बड़ी सेवा की है। | મહાસભાવાળાઓએ દેશની મોટી સેવા બજાવી છે. |
| अभीतक दूधवाला नहीं आया। | હજુ સુધી દૂધવાળો ન આવ્યો. |
| मकान के आगेवाले कमरे में आजकल हमारा ऑफिस लगता है। | મકાનના આગળવાળા ઓરડામાં આજકાલ અમારી ઑફિસ બેસે છે. |
| पैसेवालों की हमेशा चलती है यह ख़याल गलत है। | પૈસાદારનું હમેશાં ચાલે છે, આ ખ્યાલ ખોટો છે. |
| बम्बईवाले सदस्य अभी नहीं आये, उनके आते ही काम शुरू होगा। | મુંબઈના સભ્યો હજુ નથી આવ્યા તેમના આવતાં જ કામ શરૂ થશે. |

## અપૂર્ણ ક્રિયાદ્યોતક કૃદંત

આ કૃદંત હમેશાં વર્તમાન કૃદંતના બહુવચન, એકારાન્તરૂપમાં રહે છે અને તેનો ઉપયોગ ક્રિયાવિશેષણ તરીકે થાય છે. તેમાં ક્યારેક **'हुए'** પણ જોડવામાં આવે છે.

### વાક્યો

| | |
|---|---|
| उसको यहां रहते दो महिने हो गये। | તેને અહીં રહેતાં બે મહિના થયા. |
| भारतवर्ष में किसानों की जिन्दगी रोते कलपते बीतती है। | ભારતવર્ષમાં ખેડૂતોની જિન્દગી રોતાં કલ્પાંત કરતાં વીતે છે. |

हँसते हँसते देश पर बली हो जाना हमारा परम धर्म है।

હસતાં હસતાં દેશ માટે સ્વાહા થઈ જવું એ આપણો પરમ ધર્મ છે.

सिपाही ने उसे अैसा मारा कि वह मरते मरते बचा।

સિપાઈએ તેને એવો માર્યો કે તે મરતાં મરતાં બચ્યો.

शिक्षक ने विद्यार्थी को ऐसा डांटा कि बेचारे की आँखें रोते रोते सूझ गईं।

શિક્ષકે વિદ્યાર્થીને એવો તો ધમકાવ્યો કે રોતાં રોતાં બિચારાની આંખો સૂઝી ગઈ.

उस बेचारी की सारी ज़िन्दगी चक्की पिसते गुज़री।

તે બિચારીની આખી જીન્દગી દળણું દળતાં વીતી.

हमारे कई राजकीय कैदी पत्थर फोड़ते हुए अपनी ज़िन्दगी जेलों की कौठरियों में व्यतीत कर रहे हैं।

આપણા કેટલાએ રાજકીય કેદીઓ પથ્થર ફોડતાં પોતાની જિન્દગી જેલની ઓરડીઓમાં વ્યતીત કરે છે.

देशी रियासतों की प्रजा अत्याचार सहते सहते तबाह हो गई है।

દેશી રાજ્યોની પ્રજા અત્યાચાર સહતાં સહતાં હેરાન થઈ ગઈ છે.

आप के रहते हमें क्या तकलीफ़ है?

આપ છો પછી અમને શી મુશ્કેલી છે?

हमारे यहां के मज़दूर मेहनत करते हुए भी भर पेट खाना नहीं पाते; यह क्या कम दुःख की बात है?

આપણે ત્યાં મજૂરો મહેનત કરવા છતાં પણ પેટ ભરીને ભોજન પામતાં નથી; આ શું ઓછા દુઃખની વાત છે!

## પૂર્ણ ક્રિયાદ્યોતક કૃદંત

આ કૃદંત પણ વર્તમાન કૃદંતના એકારાન્તમાં જ રહે છે અને તેનો ક્રિયાવિશેષણ તરીકે ઉપયોગ થાય છે; જેમકેઃ—

| | |
|---|---|
| बड़ी रात विते हम घर लौटे। | મોડી રાત્રે અમે ઘેર પાછા આવ્યા. |
| पहर दिन चढ़े हम लोग वाहर निकले। | પહોર દિવસ ચઢ્યે અમે બહાર નીકળ્યા. |
| खादी की वर्दी पहने कोई सिपाही इधर आ रहा है। | ખાદીનો ગણુ પોશાક પહેરી કોઇ સિપાઇ આ તરફ આવે છે. |
| छाता लगाये हम बाज़ार जा रहे थे। | છત્રી ઓઢી અમે બજારમાં જતા હતા. |
| मीरा प्रभु के आगे हाथ जोड़े प्रार्थना कर रही थी। | મીરા પ્રભુ પાસે હાથ જોડી પ્રાર્થના કરતી હતી. |
| अब हम यहाँ बैठे बैठे उकता गये हैं। | હવે અમે અહીં બેસી બેસી અકળાઇ ગયા છીએ. |

## તાત્કાલિક કૃદંત

આ કૃદંત વર્તમાન કૃદંતના એકારાન્ત રૂપને **ही** જોડવાથી બને છે અને એક પછી તરત જ બીજું કામ થયું હોય તે દર્શાવવા આ કૃદંતનો ઉપયોગ થાય છે. (અંગ્રેજી as soon as, no sooner than. નો અર્થ સમાયેલો છે); જેમકેઃ—

| | |
|---|---|
| जवाहरलालजी के आते ही लोग शान्त हो गये। | જવાહરલાલજીના આવતાં જ લોકો ચૂપ થઇ ગયા. |
| महात्माजी के पधारते ही खबर सारे शहर में बिजली की तरह फैल गई। | મહાત્માજીના આવતાંજ ખબર આખા શહેરમાં વીજળીની માફક ફેલાઇ ગઇ. |
| इतना सुनते ही रावण आगबबुला हो गया। | આટલું સાંભળતાં જ રાવણ રાતોપીળો થઈ ગયો. |

| | |
|---|---|
| दिन निकलते ही हम वहाँ से चल पड़े और ठीक दस बजे मुकाम पर पहुँच गये। | સૂર્યોદય થતાંજ અમે ત્યાંથી નીકળી પડ્યા અને બરાબર દસ વાગ્યે મુકામે પહોંચી ગયા. |
| हमारे वहाँ पहुँचते ही खाने पीने का इन्तजाम शुरू हो गया। | અમો ત્યાં પહોંચ્યા કે તરત જ ખાવા પીવાની વ્યવસ્થા શરૂ થઈ ગઈ. |
| राम के वन जाने की खबर सुनतेही सारी प्रजा अधीर हो उठी। | રામના વન જવાની વાત સાંભળતાં જ બધી પ્રજા અધીર થઈ ગઈ. |
| कृष्ण के मथुरा पहुँचते ही लोगों की भीड़ उनके दर्शन के लिये जमा हो गई। | કૃષ્ણ મથુરા પહોંચ્યા કે તરત જ લોકોની ભીડ તેમના દર્શન માટે એકઠી થઈ ગઈ. |
| देवकी के बच्चा पैदा होने की ख़बर सुनते ही कंस अचेत हो कर गिर पड़ा। | દેવકીને બાળક જન્મ્યાની ખબર સાંભળતાં જ કંસ બેભાન થઈ પડી ગયો. |
| फ़ौज के आने की खबर सुनते ही लोग सँभल बैठे। | લશ્કર આવતાના વર્તમાન સાંભ-ળતાં જ લોકો સાવધાન થઈ ગયા. |

## પૂર્વકાલિક કૃદંત

આ કૃદંત મૂળધાતુને **कर, के, करके,** પ્રત્યય લગાડવાથી થાય છે અને એક કામ પૂરું કરી બીજું કામ કરવાના અર્થમાં તેનો ઉપયોગ થાય છે; જેમકેઃ—

| | |
|---|---|
| मैं भोजन करके सो जाता हूं। | હું ભોજન કરી સુઈ જાઉં છું. |
| वह हमेशा नहाकर भोजन करता है। | તે હમેશાં નાહીને ખાય છે. |
| हाकिम ने सिपाही की बात सुन करके हुक्म दिया। | હાકિમે સિપાઈની વાત સાંભળ્યા પછી હુકમ આપ્યો. |
| मैं हररोज़ कसरत करके गर्म दूध पीता हूं। | હું દરરોજ કસરત કરી ગરમ દૂધ પીઉં છું. |

| | |
|---|---|
| आप अकेले वहाँ जाकर क्या करेंगे? उन्हें भी साथ लेते जाइयेगा। | તમે ત્યાં એકલા જઈ શું કરશો? તેમને પણ સાથે લેતા જાઓ. |
| मैं मुकाम पर पहुँच कर आपको इस बारेमें ठीक प्रत्युत्तर दूंगा। | હું મુકામે પહોંચી આ વિષે આપને યોગ્ય ઉત્તર આપીશ. |
| आप यहाँ से भोजन करके ही जाइयेगा, नहीं तो रास्ते में तकलीफ़ होगी। | આપ અહીંથી ભોજન કરીને જ નીકળશો, નહિતર રસ્તામાં તકલીફ પડશે. |
| आप इस किताब को अच्छी तरह देख करके ही अपनी राय लिख भेजियेगा। | આપ આ ચોપડી સારી રીતે જોઈને જ તમારો અભિપ્રાય લખી મોકલાવજો. |

### શબ્દો

| | |
|---|---|
| चक्की=ઘંટી | झुमना=ઝૂલવું (શરીરનું) |
| सवार=સ્વાર | आखिर=આખરે, છેવટે |
| बंसी=વાંસળી | सोचना=વિચારવું |
| पहाड़ी=ટેકરી | सफ़र=મુસાફરી |
| महीन=ઝીણું | न्योछावर करना=સ્વાહા થઈ જવું, ઓવારી નાખવું |
| आसान=સરલ | डाँटना=ધમકાવવું |
| इस्तेमाल करना=વાપરવું | पिसना=દળાવું |
| गहना=ઘરેણું | तबाह=હેરાન |
| वज़ह=કારણ | उकता जाना=કંટાળી જવું |
| वर्दी=ગણવેશ | आगबबुला होना=રાતા પીળા થવું |
| छाता=છત્રી | सँभल बैठना=સાવધાન થઈ જવું |
| अचेत=બેભાન | इस बारेमें=આ વિષે |

अकेले=એકલા　　कहावत=કહેવત
राय=અભિપ્રાય　　ओझल होना=અદૃશ્ય થવું
बातकी बातमें=જોતજોતામાં　　बादल=વાદળાં
कुम्हलायेहुए=કરમાએલા　　सचमुच=ખરેખર

## અભ્યાસ

(૧) ખાલી જગ્યામાં યોગ્ય શબ્દ મૂકોઃ—

लड़का खादी की टोपी —— मदरसे जा रहा है ।
—— मेह बरसते नहीं । यह कहावत सच्ची है ।
आंखों —— बात हम कैसे न मानते ?
घोड़ा —— हुआ जा रहा है ।
लड़कियां गीत —— हुई आ रही हैं ।
आपका पत्र —— मैं रवाना हुआ ।
वे हमेशां भोजन —— कचहरी जाते हैं ।
मुझे इस मकान में —— कोई पांच साल हो गये ।
देखते ही —— वह आंखों से ओझल हो गई ।

(૨) અનુવાદ કરો.

જોત જોતામાં વાદળો ઘેરાઈ આવ્યાં. વીજળી ઝબૂકવા લાગી. મેઘગર્જના થઈ અને વરસાદ વરસવા લાગ્યો. એક અપૂર્વ શાન્તિ ફેલાઈ ગઈ. કરમાયેલા છોડવાઓમાં નવજીવન આવ્યું. લોકોનાં મન હર્ષથી ખીલી ઊઠયાં. ખરેખર પાણીનું 'જીવન' નામ સાર્થક છે.

# चोवीसवाँ पाठ

## ક્રિયાવિશેષણ

પ્રયોગ, રૂપ અને અર્થ પ્રમાણે ક્રિયાવિશેષણના અનેક ભેદ છે. અહીં બધા વિષે વિસ્તૃત હકીકત ન આપતાં માત્ર કેટલાંક વિશેષ ઉપયોગી અને જરૂરી ક્રિયાવિશેષણો આપવામાં આવ્યાં છે.

### સ્થિતિવાચક ક્રિયાવિશેષણો

यहाँ, वहाँ, जहाँ, कहाँ, आगे, पीछे, ऊपर,
नीचे, सामने, साथ, पास, बाहर, भीतर

### દિશાસૂચક ક્રિયા વિશેષણો

इधर, उधर, जिधर, किधर, दाहिने, बाएं, दूर
परे, इस तरफ़, उस तरफ़, आरपार, उस जगह વગેરે.

### કાળવાચક ક્રિયાવિશેષણો

आज, कल, अब, कब, जब, तब,
अभी, कभी, फिर, तुरन्त, प्रथम, पहले, पीछे,
निदान (છેવટે), परसों, आजकल, हमेशा,
लगातार, बारबार, कईबार, अक्सर, प्रायः,
दिनभर, कभी न कभी, अब भी વગેરે

### પરિમાણવાચક ક્રિયાવિશેષણો

बहुत, बड़ा, बिलकुल, लगभग, केवल,
बस, काफ़ी, बराबर, ठीक, चाहे,
अधिक, कम, बढ़कर, इतना, उतना, जितना,

**थोड़ाथोड़ा, बारोबारीसे,**
**एक एक करके, यथाक्रम** વગેરે

## રીતિવાચક ક્રિયાવિશેષણો

**ऐसे, वैसे, कैसे, जैसे, धीरे, अचानक, सहज, सहसा** ( એકદમ ), **परस्पर, अेकाअेक, आपही, अेक साथ, अवश्य, सचमुच, बेशक, ज़रूर शायद, बहुत करके, नहीं, मत, भर, तक** વગેરે

## વાક્યો

| | |
|---|---|
| अकसर यह देखा जाता है कि बेचारे गरीब ही पीसे जाते हैं। | પ્રાયઃ એ જ જોવામાં આવે છે કે બિચારા ગરીબો જ રીબાય છે. |
| इस बारे में हम आपसे बार बार क्या कहें ? | આ વિશે અમે તમને વારંવાર શું કહીએ ? |
| जब कभी आपको ज़रूरत हो आप मुझे बुला सकते हैं। | આપને જ્યારે જરૂર હોય ત્યારે આપ મને બોલાવી શકો છો. |
| आपका कहना बिलकुल ठीक है। | તમારું કહેવું તદ્દન સાચું છે. |
| दिनभर योंही बैठे रहना कौन पसंद करेगा ? | આખો દિવસ કામધંધા વિનાના બેસી રહેવું કોને ગમશે ? |
| हम यहाँ खड़े हैं; तुम शीघ्र आओ। | અમે અહીં ઊભા છીએ, તમે જલ્દી આવો. |
| दो मित्र जंगल में साथ साथ जा रहे थे। | બે મિત્રો જંગલમાં સાથે જતા હતા. |
| हमारे यहां राष्ट्रभाषाप्रचार का आँदोलन जोरों पर है। | અમારે ત્યાં રાષ્ટ્રભાષા પ્રચારની હિલચાલ જોશમાં છે. |

| | |
|---|---|
| आजकल देशी रियासतों की प्रजा ठीक ठीक आंदोलन कर रही है। | આજકાલ દેશી રાજ્યોની પ્રજા સારી રીતે પ્રગતિ કરી રહી છે. |
| जिधर देखें उधर यही नज़ारा है। | જે તરફ જોઈએ તે તરફ આજ દશ્ય દેખાય છે. |
| आजकल आपके देवता दाहिने हैं। | આજકાલ તમારા દેવો અનુકૂળ છે (તમો નશીબદાર છો) |
| शिकारी ने ऐसा तीर मारा कि आरपार निकल गया। | શિકારીએ એવું બાણ માર્યું કે તે આરપાર નીકળી ગયું. |
| लगातार कोशिश करते रहने से कामयाबी हासिल होती ही है। | સતત પ્રયત્ન કરતા રહેવાથી સફલતા પ્રાપ્ત થાય છે જ. |
| वह दिनभर तो काम करता है और रात को राष्ट्रभाषा सीखता है। | તે આખો દિવસ તો કામ કરે છે અને રાત્રે રાષ્ટ્રભાષા શીખે છે. |
| मेरे लिये इतना काफ़ी है। | મારા માટે આટલું બસ છે. |
| हम लगभग बारह बजे मुकाम पर पहुँच गये थे। | અમે ત્યાં લગભગ બાર વાગ્યે પહોંચી ગયા હતા. |
| अब भी आप कुछ कर सकते हैं। | હજુ પણ તમે કાંઈક કરી શકો છો. |
| अेक साथ न बोलो, बारी बारी से पढ़ो। | એકીસાથે ન બોલો, વારા ફરતી વાંચો. |
| सचमुच हम लोग कुछ आलसी हैं। | ખરેખર આપણે લોકો કાંઈક આળસુ છીએ. |

| | |
|---|---|
| बेशक, आप इम्तहान दे सकते हैं। | જરૂર તમે પરીક્ષા આપી શકો છો. |
| जब मैंने यह खबर अखबारों में पढ़ी तो मुझे बड़ा आश्चर्य हुआ। | જ્યારે મેં આ ખબર પત્રોમાં વાંચી ત્યારે મને બહુ આશ્ચર્ય થયું. |
| जब से हमने हिन्दी पढ़ना शुरू किया है तब से हमारे दिल में सच्चे राष्ट्रीय भाव जाग्रत हुए हैं। | જ્યારથી અમે હિન્દી શીખવું શરૂ કર્યું છે ત્યારથી અમારા મનમાં સાચા રાષ્ટ્રીય ભાવો જાગ્રત થયા છે. |

**શબ્દો**

| | |
|---|---|
| **यहाँ**=અહીં | **उस तरफ**=તે બાજુ |
| **वहाँ**=ત્યાં | **कभी न कभी**=ક્યારેક |
| **जहाँ**=જ્યાં | **अब भी**=હજુ પણ |
| **कहाँ**=ક્યાં | **बिलकुल**=તદ્દન |
| **आज**=આજે | **काफ़ी**=પૂરતું |
| **अब**=હવે | **बढ़कर**=વધીને |
| **अभी**=હમણાં | **इतना**=આટલું |
| **फिर**=પછી | **उतना**=તેટલું |
| **जब**=જ્યારે | **तितना**=તેટલું |
| **तब**=ત્યારે | **बारी बारी से**=વારાફરતી |
| **कब**=ક્યારે | **एक एककर के**=એક પછી એક |
| **निदान**=આખરે | **ऐसे**=આ રીતે |
| **परसों**=પરમ દિવસે | **कैसे**=કઇ રીતે |
| **लगातार**=સતત | **जैसे**=જે પ્રમાણે |

**दिनभर**=આખો દિવસ

**दाहिने**=જમણી બાજુએ, અનુકૂળ

**बाएं**=ડાબી બાજુએ, પ્રતિકૂળ

**इस तरफ**=આ તરફ

**पीछे**=પાછળ

**भीतर**=અંદર

**सचमुच**=ખરેખર

**शायद**=કદાચ

**बहुत करके**=ઘણું કરીને

**आगे**=આગળ

**बाहर**=બહાર

## અભ્યાસ

સરલ હિન્દુસ્તાનીમાં તરજુમો કરોઃ—

શિવાજી મહારાજને જ્યારે તાનાજી મર્યાના સમાચાર મળ્યા ત્યારે તેઓ ઘણા દુઃખી થયા. તેમને કિલ્લો મળ્યાનો હર્ષ ન થયો. તેમને તાનાજી એટલા વહાલા હતા કે તેઓ રડી પડ્યા. તેમણે કહ્યું-"ગઢ આવ્યો પણ સિંહ ગયો."

લડાઈનું મેદાન કેટલું ભયંકર હોય છે! હમેશાં જીવ જવાનો ડર રહે છે, પણ નાઇટિંગેલ અને તેની ટુકડીને જરાપણ ભય ન થયો. બધા નિર્ભય બની સેવાનું કામ કરવા લાગ્યા. રાત્રે પણ એક ફાનસ લઈ તે ઘાયલો પાસે ફર્યા કરતી. તેથી સિપાઈઓ નાઇટિંગેલને "**लालटेनवाली बहन**" કહેવા લાગ્યા.

---

# पचीसवाँ पाठ

## ઉભયાન્વયી અવ્યય તથા કેવલપ્રયોગી અવ્યય

૧

### સમુચ્ચયબોધક અવ્યય (ઉભયાન્વયી)

સમુચ્ચયબોધક અવ્યયો પર વાક્યરચનાનો આધાર છે. અને વાક્યરચના લેખનકળાનું મુખ્ય અંગ છે. સમુચ્ચયબોધક વિષે બીજા ભાગમાં વિસ્તૃત માહિતી આપી છે. અહીં માત્ર બહુ જ ઉપયોગી સમુચ્ચયબોધકો આપ્યા છે.

| | |
|---|---|
| **और**=અને | **क्योंकि**=કેમકે |
| **कि**=કે | **इसलिये**=માટે, તેથી |
| **वा**=અથવા | **यदि-तो**=જો-તો |
| **पर**=પણ | **अगर-तो**=જો-તો |
| **परन्तु**=પણ | **बल्कि**=બલ્કે |
| **किन्तु**=પરન્તુ, પણ | **व**=અને |

### વાક્યો

| | |
|---|---|
| रामू लिख रहा है और श्यामू पढ़ रहा है। | રામૂ લખે છે અને શ્યામૂ વાંચે છે. |
| आप और मैं दोनों मिलकर यह काम कर ही डालेंगे। | આપ અને હું બન્ને મળી આ કામ કરીશું જ. |
| उन्होंने कहा कि हम कल बम्बई जा रहे हैं। | તેમણે કહ્યું કે અમે કાલે મુંબઈ જઈએ છીએ. |
| आप यह लेख लिख लायँगे कि मैं किसी दूसरे से कहूं। | તમો આ લેખ લખી લાવશો કે હું કોઈ બીજાને કહું. |
| बाहर जाते हो कि नहीं ? | બહાર નીકળો છો કે નહિ ? |

| | |
|---|---|
| खबर पहुँची कि वे तुरन्त वहाँ से चल पड़े। | ખબર પહોંચતાં જ તેઓ ત્યાંથી નીકળી પડ્યા. |
| वे चाहते थे कि उन्हें उस पद पर नियुक्त किया जाय। | તેઓ ઇચ્છતા હતા કે તે પદ માટે તેમની નિમણુક કરવામાં આવે. |
| आज सब यही चाहते हैं कि भारत की दरिद्रता कैसे भी तो दूर हो। | આજે બધા એ જ ઇચ્છે છે કે ભારતની ગરીબી ગમે તે ઉપાયે પણ ટળે. |
| तुम विशालभारत मँगवाओ वा विश्वमित्र मँगवाओ दोनों का वार्षिक शुल्क अेक ही है। | તમે વિશાલભારત મંગાવો કે વિશ્વમિત્ર મંગાવો બન્નેનું લવાજમ સરખું જ છે. |
| नीचे लिखे प्रश्नोंमें से पहला हल कीजिये वा दूसरा, दोनों के अंक बराबर हैं। | નીચે આપેલા પ્રશ્નોમાંથી પહેલાનો અથવા બીજાનો ઉત્તર આપો બન્નેના ગુણ સરખા છે. |
| मनोहर वा सोहन कोई अेक वहाँ जाय और मेरी किताब ले आवे। | મનોહર અથવા સોહન કોઇ એક ત્યાં જાય અને મારી ચોપડી લઈ આવે. |
| आप हैं तो बड़े विद्वान पर इस बारे में अभी आपका अनुभव कम है। | તેઓ છે તો વિદ્વાન પણ હજુ આ વિષે તેમનો અનુભવ ઓછો છે. |
| उनकी ओर से निमंत्रण तो था पर मैं किसी वज़ह से जलसे में शरिक न हो सका। | તેમના તરફથી નિમંત્રણ તો હતું પણ હું કાંઈ કારણ વશાત્ ઉત્સવમાં સમ્મિલિત ન થઇ શક્યો. |

| | |
|---|---|
| तुमने पाँच बजे शाम को आने का वादा किया था परन्तु नहीं आये। | તમે સાંજે પાંચ વાગ્યે મળવાનો વાયદો કર્યો હતો પણ આવ્યા નહિ. |
| उन्होंने इम्तहान के लिये पक्की तैयारी की थी परन्तु बेचारे अनुत्तीर्ण हुअे। | તેમણે પરીક્ષા માટે તૈયારી તો પાકી કરી હતી પણ બિચારા નાપાસ થઈ ગયા. |
| मैं आज उनसे मिलने गया था परन्तु वे कहीं बाहर गये हुअे थे। | હું આજે તેમને મળવા ગયેલ હતો પણ તેઓ ક્યાંક બહાર ગયા હતા. |
| हमारे मुल्क में कई होनहार नवयुवक हैं परन्तु उन्हें अपनी शक्ति विकसित करने का मौका ही नहीं मिलता। | અમારા દેશમાં કેટલાએ આશાસ્પદ યુવકો છે. પણ તેમને પોતાની શક્તિનો વિકાસ કરવાની તક જ મળતી નથી. |
| भारत के किसान ठीक तौरपर काश्तकारी नहीं कर सकते, क्योंकि उनके पास काश्तकारी के लिये ज़रूरी साधन ही नहीं हैं। | ભારતના ખેડુતો રીતસર ખેતી કરી શકતા નથી. કારણ કે એમની પાસે ખેતીના જોઈતા સાધનો હોતા નથી. |
| आज लोग हरिजनोद्धार—प्रवृत्ति का विरोध करते हैं क्योंकि सदियों से उनके विचार ऐसे ही बने हुए हैं। | આજે લોકો હરિજનોદ્ધાર પ્રવૃત્તિનો વિરોધ કરે છે. કારણકે સૈકાઓથી તેમના આવા જ વિચારો છે. |

तुम देश का खाते हो इसलिये देश हित का कुछ काम करो।

તમે દેશનું ખાઓ છો માટે દેશના ભલાનું કાંઈક કામ કરો.

हिन्दुस्तानी हमारे मुल्क की राष्ट्रभाषा है इसलिये हमें इसे सीख लेनी चाहिये

હિન્દુસ્તાની આપણા દેશની રાષ્ટ્રભાષા છે. માટે આપણે એ શીખી લેવી જોઈએ.

हमारे गरीब भाइयों को रोटी मिले इसलिये हमें खादी पहननी चाहिये।

આપણા ગરીબ ભાઈઓને રોટલો મળે માટે અમારે ખાદી પહેરવી જોઈએ.

यदि हम स्वदेशी का पूरा ख्याल रक्खें तो हमारी रोटीका सवाल किसी हदतक हल हो सकता है।

જો આપણે સ્વદેશીનું પુરેપુરુ ધ્યાન રાખીએ તો આપણા રોટલાનો પ્રશ્ન અમુક અંશે ઉકેલી શકાય છે.

अगर हम सुखी होना चाहते हैं तो हमें हमारे देहातों की गरीबी दूर करनी होगी।

જો આપણે સુખી થવા માંગતા હોઈએ, તો આપણે આપણા ગામડાઓની ગરીબી દુર કરવી પડશે.

अगर हम हमारे तमाम भाई बहनों को पढ़े लिखे देखना चाहते हैं तो हमें अंग्रेजीका मोह जरूर छोड़ना होगा।

જો આપણે આપણા બધા ભાઈ બહેનોને શિક્ષિત જોવા માંગતા હોઈએ તો આપણે અંગ્રેજીનો મોહ છોડવો જોઈએ.

मैं केवल अंग्रेजी ही नहीं जानता किन्तु हिन्दुस्तानी भी जानता हूं।

હું કેવળ અંગ્રેજી જ નથી જાણતો પણ હિન્દુસ્તાની પણ જાણું છું.

| | |
|---|---|
| मैं इस बातको मानता ही नहीं बल्कि इसका विरोध भी करता हूं। | હું આ વાતને માનતો જ નથી બલકે તેનો વિરોધ પણ કરું છું. |

**'मगर'** અને **'लेकिन'** પરન્તુના સમાન અર્થી છે. એટલે **'परन्तु'**ની જગ્યાએ પણ વાપરી શકાય છે. **व, और** ને સ્થાને પણ વાપરી શકાય છે.

## કેવલપ્રયોગી અવ્યય.

**'केवलप्रयोगी अव्यय'** વાક્યમાં આવી બોલનારની માનસિક સ્થિતિ વ્યક્ત કરે છે.

હર્ષ વ્યક્ત કરનાર—**वाह, धन्य धन्य!**
શોક વ્યક્ત કરનાર—**हा राम! राम राम!! बापरे, उंह! हा! हा!!**
આશ્ચર્ય વ્યક્ત કરનાર—**ओहो, वाहवा, हैं, अँ!**
ઉત્સાહ વર્ધક—**ठीक, अच्छा, शाबाश, हां हां!**
તિરસ્કાર દ્યોતક—**छिः, छिः धिक्, चुप!**
સ્વીકૃતિ સૂચક—**हाँ, जी हां, जी, बहुत अच्छा!**
સંબોધન દર્શક—**अरे, अजी, हे, अहो, अरी।**

### શબ્દો

| | |
|---|---|
| **तुरन्त**=તુરત | **शुल्क**=લવાજમ |
| **हल करना**=પ્રશ્ન છોડવો | **अंक**=માર્કસ, ગુણ |
| **जलसा**=ઉત્સવ | **होनहार**=આશાસ્પદ, promising |
| **मौका**=તક | **काश्तकारी**=ખેતી |
| **किसी हद तक**=અમૂક અંશે | **देहात**=ગામડા |

## અભ્યાસ

(૧) નીચે આપેલા ઉભયાન્વયી અવ્યયો વાક્યોમાં વાપરો.

क्योंकि, इसलिये, कि, मगर, पर,
यदि-तो, शाबाश, ठीक, बहुत अच्छा

(૨) ખાલી જગ્યામાં યોગ્ય શબ્દો મૂકો:-

श्यामू —— मोहन बागमें टहलते हैं ।
राधा —— सीता कुंए पर पाणी भरती है ।
यह कलम लेओ —— इससे अच्छीतरह लिखा जाता है ।
गो जातिका उद्धार हो — हम मरेहुए ढोरके चमड़े के जूते पहनते हैं ।
रेगिस्तानमें ऊंटकी सवारी अच्छी रहती है —— वह पानी के बिना कुछ दिनों तक आसानीसे चल सकता है ।
हाथीकी देह बहुत बड़ी होती हे — उसकी आंखें बहुत छोटी होती हैं ।

———

# छब्बीसवाँ पाठ

## પ્રેરણાર્થક ક્રિયા

મૂળ ધાતુને સામાન્ય રીતે **आ** જોડવાથી પહેલી પ્રેરણાર્થક ક્રિયા બને છે અને **वा** જોડવાથી બીજી પ્રેરણાર્થક ક્રિયા બને છે. અહીં કેટલાક એવા ધાતુઓ આપ્યા છે.

| મૂળ ધાતુ | પહેલી પ્રેરણાર્થક | બીજી પ્રેરણાર્થક |
|---|---|---|
| पढ़ना | पढ़ाना | पढ़वाना |
| गिरना | गिराना | गिरवाना |
| लिखना | लिखाना | लिखवाना |
| मरना | मारना | मरवाना |
| बोलना | बुलाना | बुलवाना |
| बदलना | बदलाना | बदलवाना |
| देना | दिलाना | दिलवाना |
| पीना | पिलाना | पिलवाना |
| सीना | सिलाना | सिलवाना |
| धोना | धुलाना | धुलवाना |
| लेटना | लिटाना | लिटवाना |
| पिघलना | पिघलाना | पिघलवाना |
| कटना | काटना | कटवाना |
| दबना | दबाना | दबवाना |
| बँधना | बाँधना | बँधवाना |
| पिटना | पीटना | पिटवाना |
| पिसना | पीसना | पिसवाना |
| लुटना | लूटना | लुटवाना |
| निकलना | निकालना | निकलवाना |
| दिखना | दिखाना | दिखलाना |

| | | |
|---|---|---|
| खुलना | खोलना | खुलवाना |
| जुटना | जोड़ना | जुड़वाना |
| फटना | फाड़ना | फड़वाना |
| छुटना | छोड़ना | छुड़वाना |
| टूटना | तोड़ना | तुड़वाना |
| फूटना | फोड़ना | फुड़वाना |
| मुड़ना | मोड़ना | मुड़वाना વગેરે. |

## વાક્યો

| | |
|---|---|
| गेहुँ के साथ साथ घुन भी पिस जाते हैं। | ઘઉંની સાથે ઘનેડાં પણ દળાય છે. |
| शासकों के अत्याचारों से प्रजा पिस रही है। | રાજ્યકર્તાઓના અત્યાચારોથી પ્રજા કચડાઈ રહી છે. |
| मदान्ध विजेताने हारी हुई प्रजा को पीस डाला। | મદાન્ધ વિજેતાએ હારેલી પ્રજાને કચડી નાંખી. |
| शैव्या-हाय! मैं लुट गई। मुझे दैव ने लूट लिया। | શૈવ્યા—હાય! હું લુંટાઈ ગઈ; દૈવે મને લુંટી લીધી. |
| वह हिन्दुस्तानी साफ बोलता है। | તે હિન્દુસ્તાની ચોખ્ખું બોલે છે. |
| मैं उसे कभी से बुला रहा हूं; पर वह सुनता ही नहीं। | હું તેને ક્યારનો બોલાવું છું પણ તે સાંભળતો જ નથી. |
| यह दरजी सिर्फ खादी के कपड़े सीता है। | આ દરજી માત્ર ખાદીનાં કપડાં સીવે છે. |
| मैं इसी दरजी से अपने कपड़े सिलाता हूं। | હું એજ દરજી પાસે મારાં કપડાં સીવડાવું છું. |

| | |
|---|---|
| मैंने अभी छः कुर्ते उससे सिलवाये हैं। | મેં હમણાં છ પહેરણ તેની પાસે સીવડાવ્યાં છે. |
| मैं खुद हाथ से अपने कपड़े धोता हूं। | હું પોતે મારાં કપડાં હાથે ધોઉં છું. |
| कभी कभी धोबी से भी धुलवाता हूं। | ક્યારેક ધોબી પાસે પણ ધોવડાવું છું. |
| मोहन, जरा मेरे हाथ धुलाओ। | મોહન, જરા મારા હાથ ધોવડાવો. |
| उनके हाथ से बोतल टूट गई। | તેમના હાથે શીશી ભાંગી ગઈ. |
| उसने बोतल तोड़ डाली। | તેણે શીશી ભાંગી નાખી. |
| इतना तो हरकोई समझता है कि हम हिन्दु–मुसलमान दोनों भारत की संतान हैं। | આટલું તો દરેક સમજે છે કે આપણે હિન્દુ મુસલમાન બન્ને ભારતના સંતાન છીએ. |
| महात्मा गांधी ने हमें बारबार समझाया है कि हमें हिलमिल कर रहना चाहिये। | મહાત્મા ગાંધીજીએ આપણને વારંવાર સમજાવ્યું છે કે આપણે હળી મળીને રહેવું જોઈએ. |
| रूई दबाने से दबती है ज़रूर पर किसी हद तक। | રૂ દબાવવાથી દબાય છે જરૂર પણ અમુક હદ સુધી જ. |
| उसने मेरा हाथ बड़े ज़ोर से दबाया कि अब तक दर्द होता है। | તેણે મારો હાથ બહુ જોરથી દબાવ્યો કે હજુ સુધી દર્દ થાય છે. |
| जंज़ीरों से बँधे रहना जानवरों को भी अखरता है। | સાંકળોથી બંધાઈ રહેવું પશુઓને પણ ખૂંચે છે. |

| | |
|---|---|
| यहाँ तुमको किस ने बाँध रखा है ? | અહીં તમને કોણે બાંધી રાખ્યા છે ? |
| भाई बड़े चाव से बहिन से राखी बंधवाते हैं। | ભાઇઓ બ્હેન પાસે પ્રેમપૂર્વક રાખડી બંધાવે છે. |

**શબ્દો**

**गेहुं**=ઘઉં
**घुन**=ધનેડાં (ઘઉંમાં પડતાં જંતુ)
**शासक**=રાજ્યકર્તા
**पिसना**=દળાવું
**पीसना**=દળવું
**मदान्ध**=મદથી આંધળો બનેલો
**विजेता**=જીતનાર
**शैव्या**=હરિશ્ચંદ્રની સ્ત્રી
**लुटना**=લુંટાવું
**लूटना**=લુંટવું
**टूटना**=ભાંગવું
**रुई**=રૂ
**बदलना**=બદલવું
**पिघलना**=પિગળવું
**ज़ंज़ीर**=સાંકળ
**राखी**=રાખડી
**गिरना**=પડવું
**लेटना**=આડા થઇ સુવું
**लिटाना**=સુવડાવવું
**पिटना**=માર ખાવો
**पीटना**=માર મારવો
**दिखना**=જણાવું, દેખાવું
**देखना**=જોવું
**दिखाना**=બતાવવું
**जुटना**=એકઠા થવું
**मुड़ना**=વળવું
**मोड़ना**=વાળવું

# सत्ताईसवाँ पाठ

## કેટલાક સહાયકારક ક્રિયાપદો

**देना**–ક્રિયાપદ મુખ્ય ક્રિયાપદ તરીકે તેમજ સહાયકારક ક્રિયાપદ તરીકે આવે છે. સહાયકારક ક્રિયાપદ તરીકે ઘણે ભાગે સકર્મક ક્રિયાપદ સાથે આવે છે; જેમકે:—

**मार देना, डाल देना, खो देना, त्याग देना,**
**कह देना, छोड़ देना, समझा देना** વગેરે

| | |
|---|---|
| सिपाहीने भागते हुए चोर के सिर में एक लाठी मार ही दी। | સીપાઈએ નાસી જતા ચોરના માથામાં એક લાઠી મારી દીધી. |
| लड़केने आपकी चिट्ठी लॅटर बक्स में बराबर डाल दी है। | છોકરાએ તમારો કાગળ લેટર બોક્ષમાં બરાબર નાંખી દીધો છે. |
| मेरे छोटे भाइ ने मेरा फाउनटेन पेन खो दिया है; अब मुझे नया लेना होगा। | મારા નાના ભાઈએ મારી ફાઉન્ટન પેન ખોઈ નાંખી છે; હવે મારે નવી લેવી પડશે. |
| सिर्फ धोबी के कहने परसे ही रामने सीता को त्याग दिया था। | કેવળ ધોબીના કહેવા પરથી રામે સીતાજીને તજી દીધાં હતાં. |
| उसने घर जाकर अपने पिताजीसे यह बात कह दी। | તેણે ઘેર જઈ પોતાના પિતાને આ વાત કહી દીધી. |
| आजकल उन्होंने चाय पीना छोड़ दिया है। | આજકાલ તેમણે ચાહ પીવાનું છોડી દીધું છે. |

| | |
|---|---|
| मैंने उनको यह बात बराबर समझा दी है। | મેં તેમને આ વાત બરાબર સમજાવી દીધી છે. |
| मैंने उनको 'कोविद' की सभी किताबें दे दी हैं। | મેં તેમને કોવિદનાં બધાં પુસ્તકો આપી દીધાં છે. |
| उन्होंने नौकर को छः रुपये दिये। | તેમણે નોકરને છ રૂપીઆ આપ્યા. |

જ્યારે **देना** ક્રિયાપદ **चलना, हँसना, रोना, छींकना,** વગેરે અકર્મક ક્રિયા સાથે આવે છે ત્યારે અચાનકતાનો અર્થ પ્રગટ થાય છે. જેમકેઃ—

**वे यकायक वहाँसे चल दिये।** તેઓ એકાએક ત્યાંથી ચાલી નીકળ્યા.

**उनकी बात पर उसने हँस दिया।** તેમની વાત ઉપર તે હસી પડ્યો.

**सकता**—આ ક્રિયાપદ સહાયકારક તરીકે વપરાય છે અને તેનાથી કાર્ય કરવાની શક્તિનો બોધ થાય છે; જેમકેઃ—

**मैं तीनसेर दूध पचा सकता हूं।** હું ત્રણ શેર દૂધ પચાવી શકું છું

**क्या तुम तीन मील दौड़ सकते हो?** શું તમે ત્રણ માઈલ દોડી શકો છો?

**ईश्वर जिसको बचाता है उसे कौन मार सकता है।**
જેને ઈશ્વર બચાવે છે તેને કોણ મારી શકે છે,

**चुकना**—આ ક્રિયાપદ યોગથી કામ પૂરૂં થયાનો અર્થ નીકળે છે; જેમકેઃ—

**मोहन रोटी खा चुका है।** મોહને ખાઈ લીધું છે.

**सुशीला यह किताब पढ़ चुकी है; अब दूसरी किताब चाहती है।**
સુશીલાએ આ ચોપડી વાંચી નાંખી છે; હવે બીજી ચોપડી માંગે છે.

આ ક્રિયાપદના સામાન્ય ભૂતકાળના પ્રયોગમાં કાર્ય કરનારની અસમર્થતા પ્રકટ થાય છે.

**रहेन भी दो; अब तुम लिख चुके!** રહેવા દો, હવે તમે લખી ચૂક્યા!

**तुम इतनी दूर चल चुके! यह तुह्मारे बूते की वात नहीं है।** તમે આટલે દૂર ચાલી ચૂક્યા! આ તમારી શક્તિની વાત નથી.

**लगना**—આ ક્રિયાપદ સ્વતંત્ર તેમજ સહાયકારક તરીકે વપરાય છે; જેમકે:—

**यह किताब पूरी करनेमें आपको कितने दिन लगेंगे।** આ ચોપડી પુરી કરવામાં તમને કેટલા દિવસ લાગશે?

**अहमदाबाद से बम्बई पहुँचने में डाकगाड़ी को बारह घण्टे लगते हैं।** અમદાવાદથી મુંબઈ પહોંચતાં મેલને ૧૨ કલાક લાગે છે.

**मैंने लिफ़ाफ़े पर दो आनेका टिकट लगाया है।** મેં પરબીડીયા ઉપર બે આનાની ટીકટ ચોંટી છે.

**अहमदाबाद से बडौदा तक के टिकट के दाम १)= लगते हैं।** અમદાવાદથી વડોદરા સુધીની ટીકટના ૧)= બેસે છે.

**तुह्मारे कहने का ढंग ही कुछ ऐसा है कि उस के दिल में वात लग गई।** તમારી કહેવાની રીતજ એવી છે કે તેને લાગી આવ્યું.

**अब हम काम में लगते हैं। कुछ घण्टों में इसे पूरा कर डालेंगे।** હવે અમે કામે લાગીએ છીએ. થોડા સમયમાં જ પૂરૂં કરી નાંખીશું.

સહાયકારક **लगना** ક્રિયાપદના યોગથી કાર્યની શરૂઆત સૂચવાય છે; જેમકે:—

**पुतना के मरनेकी खबर सुनते ही कंस सन्न रहगया और वह बच्चों को पकड़ मंगवाकर मार डालने लगा।** પુત-

નાની મર્યાની ખબર સાંભળી કંસ દિઙ્મૂઢ બની ગયો અને તે છોકરાઓને પકડી મંગાવી મારી નાંખવા લાગ્યો.

**अब हम हिन्दुस्तानी पढने लगे हैं।** હવે અમે હિન્દુસ્તાની ભણવા લાગ્યા છીએ.

**पड़ना**—સામાન્યરીતે આ ક્રિયાપદના યોગમાં આવશ્યકતાનો અર્થ રહેલો છે; જેમકે:—

**उसे वहाँ रात के नौ बजे जाना पड़ता है।** તેને ત્યાં રાતના નવ વાગ્યે જવું પડે છે.

**मुझे इतना काम करना पड़ा।** મારે આટલું કામ કરવું પડ્યું.

**उसे अब समझ पड़ी।** હવે તેને સમજાયું.

**उसे एक उपाय सूझ पड़ा।** તેને એક ઉપાય સૂઝ્યો.

**वह हँस पड़ा।** તે હસી પડ્યો.

**कृष्ण चौंक पड़े।** કૃષ્ણ ચમકી પડ્યા.

## અભ્યાસ

(૧) નીચેના સંયુક્ત ક્રિયાપદોનો વાક્યોમાં ઉપયોગ કરો:

**जाने देना, लिख डालना, दौड़ना,**
**कहचुकना, बोलने लगना, खाने लगना.**

(૨) નીચેના શબ્દો વાપરી વાક્યો બનાવો.

**चाहिये, दंग, तंग, कही, प्रार्थना की**

---

# अट्ठाईसवाँ पाठ

## વાચ્ય અને પ્રયોગ

ત્રણ વાચ્ય છે અને ત્રણ પ્રયોગો છેઃ કર્તૃવાચ્ય, કર્મવાચ્ય અને ભાવવાચ્ય. એજ પ્રમાણે કર્તરિ પ્રયોગ, કર્મણિ પ્રયોગ અને ભાવે પ્રયોગ. કર્તૃવાચ્યમાં ઉદ્દેશ્ય ક્રિયાનો કર્તા હોય છે. જેમકે—

**माली फूल चुनता है** । માળી ફૂલ ચુટે છે.

કર્તરિ પ્રયોગમાં કર્તાના લિંગ વચન અને પુરુષ પ્રમાણે ક્રિયાનું રૂપાન્તર થાય છે. જેમકેઃ—

**दर्जिन कपड़ा सीती है** । દરજણ કપડું સીવે છે.

**दरजी कपड़ा सीता है** । દરજી કપડું સીવે છે.

**दरजी कपड़े सीते हैं** । દરજીઓ કપડાં સીવે છે.

કર્મવાચ્યમાં ક્રિયાનું કર્મ વાક્યનુ ઉદ્દેશ્ય હોય છે; જેમકેઃ—

**पत्र लिखा गया** । પત્ર લખાણો.

**आदमी भेजा गया है** । આદમી મોકલવામાં આવ્યો છે.

કર્મણિ પ્રયોગમાં–કર્મ પ્રમાણે ક્રિયાના લિંગ વચન અને પુરુષ હોય છે; જેમકેઃ—

**लड़के ने रोटी खायी। लड़केने पेड़ा खाया।**

**लड़कोंने रोटी खायी। लड़कोंने पेड़े खाये।**

**लड़कीने रोटी खायी। लड़कियोंने रोटी खायी।**

**लड़कीने रोटियां खायीं। लड़कियोंने रोटियां खायीं।**

ભાવવાચ્યમાં–વાક્યનું ઉદ્દેશ્ય ક્રિયાનો કર્તા કે કર્મ કોઇપણ હોતું નથી; જેમકેઃ—

**धूपमें चला नहीं जाता** । તડકામાં ચલાતુ નથી.

ભાવેપ્રયોગમાં—ક્રિયા હમેશા ત્રીજા પુરૂષ એકવચનમાં રહે છે. કર્તા કે કર્મ પ્રમાણે તેમાં ફેરફાર થતો નથી; જેમકેઃ—

**स्वयंसेवकों को धरना देनेके लिये भेजा जायगा ।** સ્વયંસેવકોને પીકેટીંગ કરવા માટે મોકલવામાં આવશે.

ઉપરના વિવેચન અને દાખલાઓથી સમજાશે કે વાચ્ય અને પ્રયોગ બન્ને જુદા છે.

કર્મવાચ્ય અને ભાવવાચ્યમાં જો કર્તાનો ઉપયોગ કરવો હોય તો તેને કરણ કારકમાં મૂકવામાં આવે છે; જેમકે:—

**मुझसे पत्र लिखे गये ।** મારાથી પત્રો લખાયા.

**उनसे यह चिट्ठी लिखी गयी थी ।** તેમનાથી આ પત્ર લખાયો હતો.

કર્મવાચ્યનો ઉપયોગ બધે થતો નથી. સામાન્ય રીતે નીચેના અર્થોમાં તેનો ઉપયોગ થાય છે:

૧ જ્યારે ક્રિયાનો કર્તા અજ્ઞાત હોય અથવા તે કહેવાની જરૂર ન હોય ત્યારે; જેમકે:—

**हुक्म सुनाना जायगा ।** હુકમ સંભળાવવામાં આવશે.

**आदमी भेजे जायेंगे ।** માણસો મોકલવામાં આવશે.

૨ પ્રભુતા બતાવવા માટે—

**सख्त सजा दी जायगी ।** સખત સજા કરવામાં આવશે.

**सूचना दीजाती है ।** સૂચના આપવામાં આવે છે.

૩ અશક્તિ બતાવવા—

**उससे अन्न नहीं खाया जाता ।** તેનાથી અન્ન ખવાતું નથી.

કાંઈક અભિમાન દર્શાવવા—

**आपको यह बात कह दी गयी थी ।**

ભાવવાચ્ય સામાન્ય રીતે અશક્તિ બતાવવાના અર્થમાં આવે છે જેમકે:—

**रोगी से चला नहीं जाता ।** બીમારથી ચલાતું નથી.

**उससे लिखा नहीं जाता ।** તેનાથી લખાતું નથી.

## વાક્યો

| | |
|---|---|
| म आजकल 'हिन्दुस्तानी'की किताबें पढ़ते हैं। | અમે આજકાલ હિન્દુસ્તાની ભાષાની ચોપડીઓ વાંચીએ છીએ. |
| ाजकल 'हिन्दुस्तानी'की कि- तावें खूब पढ़ी जाती हैं। | આજકાલ 'હિન્દુસ્તાની' ચોપ- ડીયો ખૂબ વંચાય છે. |
| हर रोज़ सूत कातता हूं। | હું દરરોજ સુતર કાંતુ છું. |
| हले जमाने में हमारे यहाँ हर- एक घरमें सूत काता जाता था। | પહેલાના યુગમાં અમારે ત્યાં દરેક ઘરમાં સુતર કંતાતું હતું. |
| म पहले कपड़ा विदेश भेजते थे। | પહેલાં અમે કાપડ પરદેશ મોક- લતા હતા. |
| ाने ज़माने हमारे यहाँ से क- पड़ा विदेश भेजा जाता था। | પહેલાં અમારે ત્યાંથી કાપડ વિદેશ મોકલવામાં આવતું હતું. |
| ाला गाय दूह रहा है। | ગોવાળ ગાય દૂહે છે. |
| ायें सबेरे दूही जाती हैं। | ગાયો સવારે દોવાય છે. |
| ाजकल हमारे यहाँ कपड़ा उतना महीन नहीं बुना जाता ितना पहले ढाका में बुना जाता था। | આજકાલ અમારે ત્યાં કાપડ એટલું ઝીણું નથી વણાતું જેટલું પહેલાં ઢાકામાં વણાતું હતું. |
| ममूर्ति रोज़ तीन सेर दहीं खाते व दो सेर बादामका शरबत पीते थे। | રામમૂર્તિ દરરોજ ત્રણશેર (પાકો તોલ) દહીં ખાતા અને બશેર બદામનો શરબત પીતા હતા. |

| | |
|---|---|
| आज कल हमसे दोसेर दूध भी नहीं पिया जाता। | આજકાલ અમારાથી બશેર દૂધ પણ પીવાતું નથી. |
| ज़रिये हाजा इत्तला दीजाती है कि सब बराबर समय पर हाज़िर हो जायँ। | આ દ્વારા ખબર આપવામાં આવે છે કે બધા સમય પર હાજર થઈ જાય. |
| मुझसे आजकल उतनी मेहनत नहीं होती जितनी कि पहले होती थी। | આજકાલ મારાથી એટલી મહેનત નથી થતી જેટલી પહેલાં થતી હતી. |
| मैं यह किताब पंद्रह दिनमें पढ़ सकता हूं। | હું આ ચોપડી ૧૫ દિવસમાં વાંચી શકું છું. |
| यह किताब पंद्रह दिनमें पढ़ी जा सकती है। | આ ચોપડી પંદર દિવસમાં વાંચી શકાય છે. |

## અભ્યાસ

નીચેના વાક્યો વાચ્યમાં બદલી લખો:-

**उनसे इतना नहीं खाया जायगा।**
**मैं घण्टेमें पाँच मील नहीं चल सकता।**
**यह किताब दस दिनमें नहीं पढ़ी जा सकती।**
**वह यह काम नहीं करेगा।**
**रोगी इतनी दूर नहीं चल सकता।**

---

# उन्तीसवाँ पाठ

## કેટલાક મુહાવરાઓ અને શબ્દો

### (૧)

નીચે આપેલા શબ્દો હિન્દુસ્તાનીમાં ગુજરાતી કરતાં સ્હેજ જુદી રીતે લખાય છે; તે જોઇ જવાં:—

| હિન્દુસ્તાની | ગુજરાતી | હિન્દુસ્તાની | ગુજરાતી |
|---|---|---|---|
| **मेहरबानी** | મહેરબાની | **नहीं** | નહિ |
| **मेहमान** | મહેમાન | **कि** | કે |
| **मेहनत-मिहनत** | મહેનત | **ज़हर** | ઝેર |
| **महल** | મહેલ | **जाहिर** | જાહેર |
| **साहब** | સાહેબ | **समझ** | સમજ |
| **वहम** | વહેમ | **सकना** | શકવું |
| **लायक** | લાયક | **फ़तह** | ફતેહ |
| **अेहसान** | અહેશાન | **मौत** | મોત |
| **वाक़िफ़** | વાકેફ | **जगह** | જગા |
| **खयाल-ख्याल** | ખ્યાલ | **बहन-बहिन** | બહેન |
| **रास्ता** | રસ્તો | **नौकर** | નોકર |
| **हुक्म-हुकुम** | હુકમ | **पहले-पहिले** | પહેલાં |
| **अेकाध** | એકાદ | **गद्दी** | ગાદી |
| **फ़ुरसत** | ફુરસદ | **लोग** | લોક |
| **मजलिस** | મિજલસ | **पूछपाछ** | પૂછપરછ |
| **बिस्तर** | બિસ્તરો | **परोसना** | પીરસવું |
| **लोहू** | લોહી | **लोटना** | આળોટવું |
| **किला** | કિલ્લો | **बातचीत** | વાતચીત |
| **जिला** | જિલ્લો | **जी, हां** | હાં, જી |

| હિન્દુસ્તાની | ગુજરાતી | હિન્દુસ્તાની | ગુજરાતી |
|---|---|---|---|
| **भौजाई** | ભોજાઇ | **धूम-धाम** | ધામધૂમ |
| **पड़ोसी** | પડોશી | **बरसात** | વરસાદ |
| **अफ़वाह** | અફવા | **घबड़ाया** | ગભરાયો |
| **परवाह** | પરવા | **खींचना** | ખેંચવું |
| **खातिर** | ખાતર | **फ़िक्र** | ફીકર |
| **पहुँचना** | પહોંચવું | **बहना** | વહેવું |
| **कलेजा** | કાળજું | **कहना** | કહેવું |

કેટલાક શબ્દો એક જ હોવા છતાં તેમની જાતિ ગુજરાતી અને હિન્દુસ્તાનીમાં જુદી છે અહીં એવા કેટલાક શબ્દો આપવામાં આવ્યા છેઃ-

| શબ્દ | ગુજરાતીમાં | હિન્દુસ્તાનીમાં |
|---|---|---|
| **लालच** | નારી જાતિ | નર જાતિ |
| **असर** | ,, ,, | ,, ,, |
| **फ़र्ज़** | ,, ,, | ,, ,, |
| **स्कूल** | ,, ,, | ,, ,, |
| **कालेज** | ,, ,, | ,, ,, |
| **मज़ा** | ,, ,, | ,, ,, |
| **ऑफ़ीस** | ,, ,, | ,, ,, |
| **आत्मा** | નર જાતિ | નારી જાતિ તથા નરજાતિ |
| **अग्नि** | ,, ,, | નારી જાતિ |
| **आवाज़** | ,, ,, | ,, ,, |
| **महिमा** | ,, ,, | ,, ,, |
| **पुस्तक** | નાન્યતર જાતિ | ,, ,, |

| શબ્દ | ગુજરાતીમાં | હિન્દુસ્તાનીમાં |
|---|---|---|
| देह | નર જાતિ | નારી જાતિ |
| नाक | નાન્યતર ,, | ,, ,, |
| मृत्यु | ,, ,, | ,, ,, |
| संतान | ,, ,, | ,, ,, |

(૨)

## કેટલાક શબ્દો

**लोटना**=આળોટવું–**गधा धूलमें लोटता है।** ગધેડાં ધુળમાં આળોટે છે.

**लौटना**=પાછા ફરવું–**वह तुरन्त लौट आया।** તે તરતજ પાછો આવ્યો.

**लोट-पोट**=થાકી જવું–**हम हँसते हँसते लोट पोट हो गये।** અમે હસતા હસતા લોટપોટ થઈ ગયા.

**तंग**=સાંકડું–**बनारस की गलियां बहुत तंग हैं।** બનારસની ગલીઓ બહુ સાંકડી છે.

**तंग आना**=હેરાન થવું–**क्लाइव की शरारतों से उसके माता पिता तंग आ गये थे।** ક્લાઇવના માતા પિતા તેના તોફાનોથી હેરાન થઈ ગયા હતા.

**अब**=હવે–**अब विदेशी कपड़ा नहीं पहनेंगे।** હવે અમે વિદેશી કાપડ નહિ પહેરીએ.

**अभी**=હમણાં–**वे अभी यहां से गये।** તેઓ હમણાં અહીંથી ગયા.

**वही**=તેજ–**यह वही आदमी है।** આ તે જ આદમી છે.

**भर**=આખું–**वह रात भर जागता रहा।** તે આખી રાત જાગ્યો.

**उसने पेट भर पुरियां खायीं।** તેણે પેટ ભરીને પુરીઓ ખાધી.

**हिन्दुस्तान के किसानों को भरपेट रोटी भी नहीं मिलती।** હિન્દુસ્તાનના ખેડુતોને પેટ ભરીને ભોજન પણ મળતું નથી.

**भी**=પણ–**मैं भी साथ चलूँगा।** હું પણ સાથે આવીશ.

थका-मांदा=થાક્યા પાક્યા-दो बटोही थाके-मांदे मार्ग के किनारे पड़े थे। બે વટેમાર્ગુ થાક્યા પાક્યા રસ્તાની બાજુએ પડ્યા હતા.

ज़ारी रहना=ચાલુ રહેવું-किसानों का रोना कलपना आज भी ज़ारी है। ખેડુતોનું રડવું કલ્પાંત કરવું આજે પણ ચાલૂ છે.

( ૩ )

સામાન્ય ભૂલો

મારે ત્યાં=मेरे यहाँ જોઇએ. मेरे वहां નહિ.

તેમને ત્યાં કાલે ઉત્સવ છે=उनके यहाँ कल उत्सव है।

મારામાં=मुझमें જોઇએ मेरे में ખોટું છે.

મોહનની પાસે=मोहन के पास જોઇએ. मोहन की पास ખોટું છે.

મારી સાથે=मेरे साथ જોઇએ. मेरी साथ ખોટું છે.

દશરથને ચાર પુત્રો હતા=दशरथ के चार पुत्र थे। જોઇએ.

दशरथ को चार पुत्र थे। બરાબર નથી.

क्युंकि ખોટું છે. क्योंकि જોઇએ.

तुलसीदासे रामायण लिखी है। ખોટું છે. तुलसीदास ने रामायण लिखी है।

कबीर ने सब जानते हैं। ખોટું છે. कबीर को सब जानते हैं। જોઈએ.

बहुत જોઇએ. बोत, बहोत ખોટું છે;

( ૪ )

કેટલાક મુહાવિરા ( Idioms )

फूले अंग न समाना=હૃદયમાં હર્ષ ન સમાવો.

कृष्ण का मुँह देख कर देवकी फूले अंग न समायी। કૃષ્ણનું મોં જોઈ દેવકીના હૃદયમાં અનહદ આનંદ થયો.

दंग रह जाना=નવાઈ પામવું.

कृष्ण की हिम्मत और ताक़त देखकर सब लोग दंग रह गये।
કૃષ્ણની હિમ્મત અને શક્તિ જોઇ બધા આશ્ચર્ય પામ્યા.

काम तमाम करना=મારી નાખવું.

कृष्ण ने एक ही वार में कंसका काम तमाम कर डाला। કૃષ્ણે એકજ પ્રહારથી કંસને મારી નાખ્યો.

नाकों दम कर देना=હેરાન કરી મૂકવો.

वानर सेना ने पुलीस की नाक में दम कर दिया था। વાનર સેનાએ પોલીસને હેરાન કરી નાંખી હતી.

बात पर कान न देना=ધ્યાન ન આપવું.

विभीषणने रावण को खूब समझाया पर उसने उसकी बातों पर कान न दिया। વિભીષણે રાવણને ખૂબ સમજાવ્યો પણ તેણે તેના કહેવા પર ધ્યાન ન આપ્યું.

दांतों तले उंगली दबाना=આશ્ચર્ય પામવું.

कृष्णका साहस देख कर लोगोंने दांतो तले उंगली दबायी। કૃષ્ણનું સાહસ જોઈ લોકો આશ્ચર્યમાં ગરક થઈ ગયા.

आये दिन=દરરોજ, હમેશ.

कंस के आये दिन के अत्याचारों से तंग आकर नंद वृंदावन में जा बसे। કંસના દરરોજના અત્યાચારોથી હેરાન થઇ નંદ વૃંદાવન જઈ વસ્યા.

बातकी बात में=જોત જોતામાં.

बातकी बात में हम पहाड़ की चोटी पर जा पहुँचे। જોત જોતામાં અમે પર્વતને શિખરે પહોંચી ગયા.

काटो तो खून नहीं=હતપ્રત થઈ જવું, નિસ્તેજ થઇ જવું.

मित्र के द्वारा भेद खुल जाने पर वह ऐसा घबडाया कि काटो तो खून नहीं रहा। મિત્ર દ્વારા ભેદ ઉઘાડો પડતાં તે એવો ગભરાયો કે તદ્દન નિસ્તેજ થઇ ગયો.

दिल पानी पानी हो जाना=મનમાં દયા ઉત્પન્ન થવી.

पृथ्वी माता की करुण वाणी सुनकर भगवान का दिल पानी पानी हो गया। પૃથ્વીની કરૂણ વાણી સાંભળી ભગવાનના મનમાં કરૂણા ઉત્પન્ન થઈ.

आपे से बाहर होना=મીજાજ ગુમાવવો.

कई लोग बच्चों की शरारत से तंग आकर आपे से बाहर हो जाते हैं और अपनी औरभी अधिक किल्ली उडवाते हैं। કેટલાક લોકો બાળકોના તોફાનથી હેરાન થઇ મિજાજ ગુમાવે છે અને પોતાની વધારે ફજેતી કરાવે છે.

हाथ को हाथ न सूझना=ઘોર અંધારૂ હોવું.

आधी रात, पानी बरस रहा था और अंधेरा तो इतना था कि हाथको हाथ न सूझता था। અડધી રાત વરસાદ વરસતો હતો અને અંધારૂ તો એટલું હતું કે કાંઇ જોઇ શકાતું ન હતું.

ताड़ जाना=સમજી જવું, જાણી લેવું.

उनकी बातों परसे ही हम ताड़ गये थे कि वे अब क्या चाहते हैं। તેમની વાતો પરથીજ અમે સમજી ગયા હતા કે તેઓ હવે શું ઇચ્છે છે.

जान से हाथ धोना=પ્રાણ ગુમાવવા, મરણ નિપજવું.

कंस ने कृष्ण से वैर मोल लेकर अपनी जान से हाथ धोने का नौबत पैदा की। કંસે કૃષ્ણ જોડે વેર કરી પોતાના પ્રાણ ગુમાવવાનો પ્રસંગ ઉભો કર્યો.

जान में जान आना=ભયમાંથી મુક્ત થવું, શાંતિ મળવી, તસલ્લી મળવી.

दो बटोही जा रहे थे. घना अंधेरा था। मार्ग सूझता न था, घबराये हुए थे। रोशनी देखी और उनकी जान में जान में जान आयी। બે વટેમાર્ગુ જતા હતા. ઘાઢ અંધારૂ હતું, માર્ગ જણાતો

न હતો. ગભરાએલા હતા. પ્રકાશ જોયો અને તેમને શાંતિ વળી.

कलेजा थामना=કાળજુ પકડી બેસી જવું, સંતોષ માનવો, આશ્વાસન લેવું.

कृष्ण जब यमुना में गिरे तो यशोदा कलेजा थामकर रह गयी=કૃષ્ણ જ્યારે યમુનામાં પડ્યા ત્યારે જશોદા બી જઈ ઉભા રહ્યાં.

चारों खानें चित=છટોપાટ (પડી જવું)

गामाने अपने प्रति स्पर्धी को ऐसा पछाड़ा कि वह चारों खानें चित हो गया। ગામા પહેલવાને પોતાના પ્રતિ સ્પર્ધીને એવો તો પછાડ્યો કે તે છટોપાટ પડી ગયો.

मुँह के बल गिरना=ઊંધા પછડાવું.

हनुमान की चोट खाकर कुंभकर्ण मुँहके बल जा गिरा। હનુમાનના પ્રહારથી કુંભકર્ણ ઊંધો પછડાયો.

चाहिये ના કર્તા હમેશ કર્મ કારકમાં આવે છે જેમકેઃ—

हमें नियमित आधा घण्टा कातना चाहिये। આપણે નિયમસર અર્ધો કલાક કાંતવું જોઈએ.

हरऐक आदमीको नियमित कसरत करनी चाहिये।

कहना, पूछना, प्रार्थना करना, विनन्ति करना વગેરે ક્રિયાના કર્મ ને કરણ કારકનો से પ્રત્યય લાગે છે; જેમકે.

मैंने उनसे कहा था कि तुम जल्दी आ जाना। મેં તેમને કહ્યું હતું કે તમે જલ્દી આવી જજો.

उसने इस बारे में मुझसे पूछा था। તેણે આ વિષે મને પૂછ્યું હતું.

प्रजाने कई बार राजा से बिनती की पर वह न माना। પ્રજાએ કેટલીએ વાર રાજાને વિનતી કરી પણ તે ન માન્યો.

सावित्री ने यमराज से प्रार्थना की। સાવિત્રીએ યમરાજને પ્રાર્થના કરી.

---

# तीसवाँ पाठ

## પત્ર-લેખન

આજ કાલ ગુજરાતી તેમજ હિન્દુસ્તાનીમાં પત્ર લખવાની નવી રીત લગભગ સરખી જ છે. પત્ર લખવાનું શરૂ કરતાં પહેલાં પત્ર લખનારે જમણી બાજુએ કાગળના મથાળે પોતાનું સીરનામું લખવું. તેની નીચે તારીખ લખવી. ડાબી બાજુએ મથાળે જેને પત્ર લખવો હોય તેનું સંબોધન ( પ્રશસ્તિ ) લખવું. પછી તેની નીચેની લીટીથી પોતાનું લખાણ શરૂ કરવું.

આપણે જેમને પત્ર લખતા હોઇયે તેઓ જાણે આપણી પાસે જ બેઠા છે. અને આપણે હૃદય ખોલી તેમની જોડે વાતો કરતા હોઇએ તેમ જરા સંયમમાં રહી પોતાનું લખાણ શરૂ કરવું. છેવટે જમણી બાજુએ નીચે સંબંધ પ્રમાણે **आपका, कृपाभिलाषी, हितेच्छु, हितैषी**, વગેરે લખી પોતાનું નામ લખવું.

સભ્ય સમાજનો બધો વ્યવહાર 'પત્ર' વડે જ સધાય છે. એટલે '**पत्र**' ના જુદા જુદા પ્રકાર હોઇ શકે છે.

અહીં પરસ્પરના સંબંધ પ્રમાણે સંબોધન ( પ્રશસ્તિ )ના પ્રકાર આપવામાં આવ્યા છે:—

મોટાઓને : નીચે આમાંથી એક શબ્દ લખવો:

| | |
|---|---|
| **पूज्य,** | **आपका आज्ञाकारी** |
| **पूज्यपाद,** | **कृपाभिलाषी** |
| **श्री चरण कमलेषु,** | **कृपा-पात्र** |
| **श्रद्धेय,** | **सेवक** |
| **मान्यवर,** | **सेवक** |
| **महामान्य,** | **आपका** |
| **महानुभाव,** | **आपका** |

સરખેસરખાઓને: છેવટે આમાંથી એક શબ્દ લખવો:

| | |
|---|---|
| प्रिय मित्र, | अभिन्न मित्र |
| सुहृद्वर्य, | भवदीय |
| प्रिय सुन्दरलाल, | स्नेही |
| प्रिय पंडितजी, | स्नेहाभिलाषी |
| प्रिय ठाकुर साहब, | आपका |
| વ્યવહારિક પત્રોમાં | છેવટે |
| प्रिय महाशय | आपका |
| प्रिय महोदय | भवदीय |
| નાનાઓને | છેવટે |
| चिरंजीव, | शुभ चिंतक |
| चिरंजीव रमेश, | हितैषी |
| आयुष्यमान, | के आशीर्वाद |

પત્રની ભાષા શુદ્ધ અને સરલ હોવી જોઇએ. અક્ષરો પણ સુવાચ્ય લખવા કે જેથી પત્રનો અર્થ અક્ષરશઃ સમજાય. પત્ર લખવાનો હેતુ એ છે કે આપણે આપણી વાત દૂર રહેલાઓને પત્ર દ્વારા કહેવા માંગીએ છીએ. લખાણમાં સંદિગ્ધતા કે અસ્પષ્ટતા ન રહેવી જોઇએ.

(૧)

लालभाई दलपतभाई आर्ट्स कालेज

नवरंगपुरा।

पूज्य पिताजी, ता. १-७-३९.

साष्टांग प्रणाम।

मैं आपकी शुभाशीष से प्रसन्न हूं। हमारे यहाँ राष्ट्र-भाषा-प्रचार आंदोलन ज़ोरों से चल रहा है। मैंने भी इस

सत्र में हिन्दुस्तानी का थोड़ा बहुत अभ्यास करके नियमानुसार परीक्षा में बैठने का बिचार किया है। आज से हिन्दी-वर्ग में जाना शुरू कर दिया है। हमारा इम्तहान अगले सितम्बर के प्रथम सप्ताह में होगा। हमारे हिन्दी-अध्यापक महोदय का कहना है कि यदि मैं एक घंटा रोज़ हिन्दी के लिये देता रहा तो जरुर उत्तीर्ण हो जाऊंगा।

ऐसा करने से मेरी कालेज की पढ़ाई में कोई क्षति नहीं पहुँचेगी। उल्टा मेरे ज्ञान में वृद्धि होगी।

आपका आज्ञाकारी

रमेश

(२)

सूरत, नानपुरा

चिरंजीव रमेश, ता. ४-७-३९.

शुभाशीष,

तुम्हारा पत्र मिला। यह पढ़ कर मुझे निहायत खुशी हुई कि तुमने राष्ट्रभाषा प्रचार वर्ग में जाना शुरू कर दिया है। राष्ट्रभाषा का जानना आज हर एक के लिये आवश्यक है। बिना हिन्दुस्तानी जाने आदमी का काम आज चल ही नहीं सकता। हमारी राष्ट्रीय संस्थाओं का सारा कारोबार आज कल इसी भाषा में होता है। और आशा है कुछ ही दिनों में यह भाषा सारे भारत की प्रमुख भाषा हो जायगी।

भारत एक राष्ट्र है। अतः भारत में एक राष्ट्रभाषा न होना बड़ी शर्म की बात थी। लेकिन हमें गर्व है कि आज हिन्दुस्तानी हमारी आम-फ़हम ज़बान हो गई है।

साथ ही साथ मुझे उम्मीद है कि तुम पक्की तैयारी के साथ अगले इम्तहान में शरीक होगे कि जिससे कामयाब होने का अंदेशा न रहे।

तुम्हारा शुभेच्छक

मनहरप्रसाद

( ३ )

महिला विद्यालय,

खाडिया अहमदाबाद,

प्रिय महाशय, ता. ३-७-३९

इस बार हमने आपकी किताबों में से एक 'चलती हिन्दी' को हमारे विद्यालय के पाठ्यक्रम में स्थान दिया है। अतः हमें उसकी ५० प्रतियों की जरूरत है। आप पत्र पहुँचते ही इन्हें भेजने का इन्तजाम करेंगे। योग्य सेवा लिखेंगे।

भवदीय

नन्दकिशोर

( ४ )

राष्ट्रभाषा प्रचार समिति वर्धा

प्रकाशन विभाग

प्रिय महोदय, ता. ६-७-३९.

आपका कृपा पत्र मिला। धन्यवाद। आपके लिखे अनुसार चलती हिन्दी की ५० प्रतियां माल गाड़ी से भेज रहे हैं। रसीद इसके साथ नत्थी है। माल पहुँचनेकी इत्तला देंगे। योग्य सेवाकार्य लिखियेगा।

आपका

मुरलीधर

(५)

अहमदाबाद, खाडिया

अमृतलालकी पोल,

५-७-३९

श्रीयुत परीक्षा मंत्रीजीश्री,

राष्ट्रभाषा प्रचार समिति वर्धा,

गर्मीकी छुट्टियों के बाद हमारे वर्ग यथा नियम शुरू हो गये हैं। यहांकी जनता राष्ट्रभाषा के प्रति काफ़ी दिलचस्पी रखती है। इससे मेरा काम आसान होता जा रहा है। लोग खूब रस ले रहे हैं। मैंने दो तीन नये वर्गोंका भी इन्तजाम किया है। मुझे तीन चार उत्साही नवयुवक भी मिल गये हैं; जो इस कार्य में मेरा हाथ बटाते हैं। आशा है इस बार मेरे केन्द्रसे काफ़ी संख्या में परीक्षार्थी सम्मिलित होंगे। बाकी यहाँ सब तरह से काम ठीक चलता है। योग्य सेवाकार्य लिखियेगा।

आपका

जेठालाल जोषी

केन्द्र-व्यवस्थापक-अहमदाबाद.

(६)

श्रीयुत व्यवस्थापकजी

सप्रेम नमस्ते,

अपनी योजनानुसार मुझे आज ठीक सात बजे शाम को मीशन हाईस्कुल के वर्ग में जाना था। मगर मेरी तबीयत कुछ खराब होने से मैं लाचार हूं कि मैं आज वहाँ न

जा सकूंगा। कृपया आप किसी दूसरेको भेजने का इन्तज़ाम करेंगे। आशा है अगले मंगलवार को तो मैं बराबर जा सकूंगा।

आपका

रणधीर

(७)

राष्ट्र भाषा प्रचार कार्यालय, गुजरात

खाडिया, गोलवाड

२३-६-३९

श्रीयुत संपादकजी, गुजरात समाचार,

सप्रेम वन्दन,

कृपया निम्न लिखित विज्ञापन आपके पत्र में प्रकाशित करके हमें आभारी कीजियेगाः-

राष्ट्रभाषा प्रचार

हिन्दी साहित्य सम्मेलन प्रयाग के अंतर्गत राष्ट्रभाषा प्रचारसमिति वर्धा की ओर से हर साल दो बार परीक्षाएं ली जाती हैं। इन परीक्षाओं का ब्योरा यहाँ दिया जाता हैः

| | |
|---|---|
| प्रारंभिक परीक्षा | शुल्क १) |
| राष्ट्रभाषा प्रवेश | ,, १) |
| राष्ट्रभाषा परिचय | ,, २) |
| राष्ट्रभाषा कोविद | ,, ४) |

राष्ट्रभाषा कोविद में उत्तीर्ण होने पर 'राष्ट्रभाषा कोविद' नामक उपाधि व पोषाक दी जाती है। कोविद में बैठने से पहिले राष्ट्रभाषा परिचय में उत्तीर्ण होना अनिवार्य माना गया है।

'कोविद' हो जाने पर बालाहो बाला सम्मेलन की 'विशारद' की परीक्षा में शरीक हो सकते हैं।

आशा है गुजरात की जनता हमारी इस योजना से काफ़ी फायदा उठायगी।

साथही साथ हमारी राष्ट्रभाषा प्रचार समिति वर्धा के पदाधिकारियों और सदस्यों की नामावली यहां दे रहे हैं:-

अध्यक्ष-श्री बाबू राजेन्द्र प्रसाद

उपाध्यक्ष-श्री काका कालेलकर

मंत्री-श्रीमन्नारायण अग्रवाल

खजानची-श्री कृष्णदास जाजू

सदस्य

| | |
|---|---|
| श्री महात्मा गांधी | श्री जवाहरलाल नेहरू |
| ,, बाबू पुरुषोत्तमदास टंडन | ,, जमनालाल बजाज |
| ,, बाळा साहब खेर | ,, नरेन्द्र देव |
| ,, प्रबंध मंत्री हिन्दी साहित्य साहित्य सम्मेलन प्रयाग | ,, प्रधान मंत्री हिन्दी साहित्य सम्मेलन प्रयाग |
| ,, शंकरराव देव | ,, सुभाषचंद्र बोस |
| ,, सत्यनारायण | ,, व्रिजलाल बियाणी |
| ,, बाबा राघवदास | ,, माखनलाल चतुर्वेदी |
| श्रीमती पेरिन बहन कॅप्टन | श्रीमती रमादेवी चौधरी |
| श्री हरिहर शर्मा | |

उम्मीद है कि आप यथा समय इस विज्ञापन को अपने पत्र में स्थान देंगे।

भवदीय

**जेठालाल जोषी**

केन्द्र व्यवस्थापक तथा संचालक

राष्ट्रभाषा प्रचार कार्यालय—गुजरात.

